આ ચોપડી જોઇ અમે ઘણા રાજી થયા છીએ. હાલ કેટલાક લખનારા નકામાં ટાહેલાં છપાવે છે, ને કરતાં આ મહેતાજીની પેઠે ધીરજ રાખી આવો સંગ્રહ કરતા હોય, તો કેવું સારૂં ? કચ્છમાં તો આ ચોપડી મહેતાજી તથા છોકરાઓ બંનેને ઘણી ઉપયોગી માલમ પડશેજ, પણ ભાષાના અભ્યાસીઓને પણ એ બહુ કિમતી છે. છેવટે કચ્છી શબ્દો સંબંધી વ્યાકરણનું ટાંચણ પણ આપ્યુંછે. કાઠિઆવાડના જુવાનોમાં વિદ્યાચાંચલ્ય હાલ વધ્યું છે. તો તેમાંના કેટલાક કાઠિઆવાડી શબ્દોના સંગ્રહ કરવા કેમ મંડતા નથી એ અમને આશ્ચર્ય લાગે છે. એમ કરવાથી પોતાનું પ્રાંતાભિમાન તૃપ્ત થવાની સાથે, સામાન્ય ગુજરાતી ભાષાના અભ્યાસીઓને પણ તે સંગ્રહ ઘણો ઉપયોગી માલમ પડશે. કેમકે કેટલાક શબ્દો જે આધુનિક ગુજરાતીમાં બોલાતા નથી; તે અસલના ગ્રંથોમાં વપરાએલા છે અને તે હજી આ પ્રાંતમાં બોલાય છે. તેમજ કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ તથા મૂલાર્થ સમજવામાં પણ એવા સંગ્રહ—ઘણા ઉપયોગી થઇ પડે. અસલ સરકારે ઇનામ આપી અવા સંગ્રહ કરાવ્યા હતા; પણ વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન થયા પછી શું થયું તેની કાંઇ ખબર નથી.

સન ૧૮૮૬ નવેંબર
રાજકોટ.

"ગુજરાતશાળાપત્ર"

આ ચોપડીમાં કચ્છમાં વપરાતી કચ્છી ભાષાના શબ્દોનો કોષ કકાવારી ગુજરાતીમાં અર્થ સાથે છે. તેમજ શબ્દોના વ્યાકરણ સાથે જૂદાંજૂદાં નામ, સર્વનામ જૂદીજૂદી જાતિમાં કેમ બોલાયછે તે, તથા જૂદીજૂદી વિભક્તિના પ્રત્યયો શા છે તે પણ બતાવ્યા છે. કોષ પૂરો કર્યા પછી કચ્છી ભાષાના વ્યાકરણનું ટાંચણ પણ આપેલું છે. કચ્છી ભાષા નહિ જાણનારને આ ચોપડી બહુ ઉપયોગી થાય એવી છે.

સન ૧૮૮૬ અકટોંબર
રાજકોટ.

"વિજ્ઞાન વિલાસ"

અમદાવાદ તા. ૨૦–૧૦–૮૬

તમારી રચેલી કચ્છી શબ્દાવળીની ચોપડી મને પહોંચી છે તે વાંચી ને ખુશી થયો છું. એ વિષે સૂચના કરૂં છું કે બીજી આવૃત્તિ છપાવો; તે વારે બની શકે તો તેમાં કચ્છી ભાષાના વ્યાકરણના મુખ્ય નિયમો એટલે વિભક્તિ, જાતિ, પૂરૂષ, કાળ, સર્વનામ, વિશેષણ વગેરેના નિયમો વિષે થોડું જ્ઞાન અપાય તો પુસ્તક વધારે ઉપયોગી થાય.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની મદદને માટે જૂદો અલાયદો કાગળ તેના સેક્રેટરીને સરનામે લખવો.

મહિપતરામ રૂપરામ.
પ્રિન્સિપાલ ટ્રેનીંગ કૉલેજ, અમદાવાદ.

---

રાજકોટ તા. ૯–૧૧–૮૬

તમારી રચેલી ચોપડી કચ્છી શબ્દાવળી પહેલો ભાગ પહોંચ્યોછે. તે પુસ્તક ઘણું નાનુંછે, પણ ઉપયોગી જણાયછે. અને મેમણ, લુવાણા, ભાટીઆ વગેરે જે કચ્છી બોલી પોતાના ઘરમાં તથા નાતીલા સાથે બોલેછે. તેવા લોકો કાઠિઆવાડના કચ્છને લગતા કાંઠાના ભાગમાં રહેનારાને ઉપયોગી થાય તેવુંછે. પરંતુ દિલગીરી એટલી કે હાલ થોડા વરસ થયાં મેં. ડિરેક્ટર સાહેબ બહાદુર, કે મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબની મંજુરી વગર ઇનામ કે લાઇબ્રેરીમાં કોઇ પુસ્તક વેંચાતાં લેવામાં આવતાં નથી તેથી તમારે એક પ્રત મેં. ડિરેક્ટર સાહેબ બહાદુરને અથવા મે. ઇન્સ્પેક્ટર સાહેબને મોકલી વિનતિ કરવી કે તે ઉપરથી ઠરાવ થએ ઘટારત ઉત્તેજન આપવાનું બને. તમે ત્યાં જઇ આટલો શ્રમ લઇ આ ચોપડી બહાર પાડી એ ખુશીની વાત છે.

ગોપાળજી સુરભાઇ.
આસિસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
કાઠિઆવાડ.



# પ્રસ્તાવના.

## પહેલી આવૃત્તિની

આ દેશમા કચ્છીભાષા બોલાય છે, તે ગૂજરાતીથી કેવળ જૂદીજ છે. એની લિપિ નથી તેથી સર્વ લખાણુ પઢાણ ગુજરાતીમાજ થાયછે કચ્છી-ભાષા સિંધી ઉપરથી વિકાર પામીને થએલી છે એવું લાગેછે. તથાપિ તેના ઘણાખરા શબ્દો ગુજરાતી જોડે મળતા આવેછે વાક્ય રચનામા ક્રિયાપદોના રૂપ ગૂજરાતીથી કેવળ ભિન્નછે. એ ભાષાના શબ્દો જાણવા તથા લક્ષમા લીધા જેવાછે. એની લિપિ નથી, તેથી એને કેટલાક નકામા જાણેછે, પણ એમ નથી કચ્છના લોકો દેશોદેશ જઇ વસેલા છે. ને મુંબઇ તો આખી કચ્છી જનોનીજ ભરીછે તેથી વેપાર રોજગાર વગેરેમા એમની સાથે વાતચિત કરવામાં કચ્છી બોલી બહુ કામની છે એના શબ્દો અને ક્રિયાપદોના રૂપ સમજવાથી એ ભાષા જલદી આવડે એવીછે મહાવરાથી કચ્છી બોલી શીખવાને ઝાઝીવાર લાગતી નથી.

મોટા ગામના લોકોને ગૂજરાતી બોલવાનો પૂરો પરિચય હોવાથી, ત્યાના છોકરાઓને નાનપણથી એ ભાષાનુ જ્ઞાન હોયછે પણ ગામડાના બાળકોને હોતું નથી તેથી શરૂઆતમા શીખવવામા અગવડતા માલૂમ પડેછે જેમ જેમ આગળ શીખવવામા આવેછે, તેમ તેમ ગૂજરાતીનુ જ્ઞાન પરીપક્વ થતું જાયછે, પણ તેમા શીખનારને તથા શીખવનારને અડચણ પડેછે તે દૂર થવા, અને શીખવવાની પૂરી સગવડ થવાને આ લઘુ પુસ્તક રચ્યું છે. તે આ દેશના કેળવણીખાતાને બહુ ઉપયોગનુ થશે એમ આશાછે

બાળકોને નિશાળમા અભ્યાસ કરાવતી વખત પાઠના અર્થ શીખવવામા આવેછે તે વેળા આ પુસ્તક બહુ ઉપયોગનુ થશે કેમકે નાના બાળકોને ગૂજરાતીનું બીલકુલ ભાન હોતુ નથી, ને ચોપડીઓમા બધા શબ્દો ગૂજરા-તી, કેટલાક સંસ્કૃત, અને થોડાક બીજી ભાષાના હોયછે. તેના અર્થ ગૂજરા-

તીમા કહેતા છોકરાઓને પાકી સમજ પડતી નથી. ને ગોખણથી પાઠ કરેછે. તેથી વેળાસર હૈયેથી પાછા જતા રયેછે ને તેથી બાળકો પાઠની મતલબ પૂરી સમજી શકતા નથી, માટે કચ્છી શબ્દો સાથે સમજ પાડીને શીખવવામા આવે તો તેથી ઘણો ફાયદો થાય.

ઘણા શબ્દો એવા હોય છે કે અર્થ કહ્યા છતા પણ તેના ખરા ભાવાર્થની બાળકોને સમજ પડતી નથી જેમકે ત્રીજી ચોપડીના ૨૮મા પાઠને મથાળે "કૃપણ" શબ્દ લખેલો છે તેનો અર્થ "કંજુસ અથવા બખીલ" શીખવવામા આવેછે. પણ જેમ કૃપણ શબ્દના અર્થની ખબર પડતી નથી, તેમ કંજુસને બખીલની પણ સમજ પડતી નથી. માટે એને લગતો કચ્છી શબ્દ, જે એક પાઈ ખરચતો વાવરતો ન હોય તેને "ચુધરો" કહેછે તે કહીને સમજાવવામા આવે તો પાકા ભાવાર્થની ખબર પડે તેમજ ચોથી ચોપડીના ૨૦મા પાઠને મથાળે "ઉનામણો" શબ્દ લખેલો છે. તેનો અર્થ "ઉનું પાણી મૂકવાનો દેવડો" શીખવવામા આવેછે. પણ "દેવડો" એટલે શું ? તેની પણ ખબર પડતી નથી. માટે તે ઠેકાણે "કોસાડી" કહીને શીખવવામા આવે તો ખરી સમજ પડે માટે પાઠની અંદરના શબ્દો "તીડ, પૂળો, છીડવા, ને કામળો" વગેરે શીખવતી વખતે કચ્છીમા "મકડ, ભુઆર, વેણુઝાડેડા, ને ખથો" વગેરે શબ્દો કહીને સમજાવવામા આવે તો પાઠની મતલબ સારી પેઠે સમજે, તથા શબ્દોના ભાવાર્થનું પાકું જ્ઞાન થાય, ને હૈયેથી જતા રહે નહિ વળી આ દેશમા કેટલાક પરદેશી મહેતાજીઓ છે તેમને છોકરાઓના કચ્છી બોલ સમજાવવાને, તથા કેટલીક મુદતે તેઓની સાથે વાતચિત કરવાને આ પુસ્તક પુરતું સાધન રૂપ થશે, એમ લાગેછે.

કોષ રચવો કે શબ્દાવળી કરવી, તે મહા વિદ્વાનનું કામછે પણ મને જેમ જેમ શીખવવાના કામમાં અગવડતા માલૂમ પડતી ગઇ તેમ તેમ કચ્છી શબ્દો સમજવા, તથા તેનો સંગ્રહ કરવાનો અસલ શોખ વધતો ગયો. જે ઉપરથી ઘણી લાંબી મુદતે તેનું આ પરીણામ થયું. તે સર્વે વિદ્વાન સજ્જનોની સેવામા ઘણી નમ્રતા પૂર્વક આ લઘુ પુસ્તકના રૂપમા રજુ કરૂંછું તે મિત્રમંડળ વાચવા સ્વિકારશે એવી આશાછે

આ પુસ્તક સારીપેઠે સુધાર્યું છે, અને કચ્છી વિદ્વાન જનોને બતાવી, *તથા કચ્છના રા. રા. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની સૈંખ્ત પ્રમાણે* તેમા સુધારો વધારો કરી ભૂલો રહીત થવા પૂરો પ્રયત્ન કર્યો છે. તોપણ માર્ગ

સ્નભાષા ગૂજરાતી હોવાને લીધે અને આ મારો પ્રથમ પ્રયાસ છે તેથી ચૂકો રહી ગઇ હશે તે વાચનાર સજ્જનો દરગુજર કરશે, એવી આશા છે તથા મને એ વિષે ચેતવણી આપશે તો હું મોટો આભાર માની મારી બીજી આ-વૃત્તિમા સુધારો કરીશ

સિવાય જાતિ, વિભક્તિ, ને વચન જાણવા સારૂ તથા નામ, સર્વનામ, વિશેષણ અને ક્રિયાપદોના રૂપ સમજાવાને આ પુસ્તકને અંતે વ્યાકરણ સં-બંધી થોડુંક ટાચણ આપેલુંછે તે આ પુસ્તકના મનનમા ખરા ઉપયોગ રૂપ થશે એમ સમજીને દાખલ કરેલુ છે.

છેવ્વે આ પુસ્તક દરબાર ખરચે છપાવવા રા રા એ. ઇન્સ્પેકટર સાહે-બના ઉપરીપણા નીચે કચ્છી વિદ્વાનની કમિટિ નિમી તપાસાવ્યુ છે તેથી કમિટિના મેબરોએ લીધેલી તસ્દી વિશેનો આ પ્રસગે ઉપકાર માનુછુ તથા લખેલી કાપી રા આત્મારામ કેશવજીએ તપાસી સુધારી આપવાથી હું એમનો પણ મોટો આભારી થયોછુ

ता ૫મી જૂલાઇ ⎫ પરભુદાસ રણછોડજી.
સન ૧૮૮૪ ⎭ લાયજા–કચ્છ

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

કચ્છી શબ્દાવળીની પ્રથમ આવૃત્તિ છપાયાને લગભગ બારતેર વરસ થયાં છે તે પછી જે શબ્દસંગ્રહ થયો તેનું જૂદું પુસ્તક છપાવવાની ધારણા હતી, પણ પ્રથમ પુસ્તકમાં ભાષાની પરીપક્વ સમજ ન હોવાથી તથા પ્રુફ તપાસવાનું કામ કર્તાને સોંપવામાં આવેલું નહોતું. તેથી ઘણી ભૂલો રહી ગએલી હતી; તે સુધારવા વિદ્વાનો અને ચોપાનીઆઓનો અનુમત હોવાથી, ખરેખર સુધારવાની અવસ્યક્તા હતી, વળી પ્રથમ પુસ્તકની એક નકલ મુંમ્બઇ ઇલાકાના મહેરબાન ડારેક્ટર ઓફ પબ્લીક ઇન્ટ્રક્ષન્સ સાહેબ બહાદુરની હજૂરમાં મોકલતાં તેઓ સાહેબ પણ કેટલો ભાગ સુધારવા ઇસારો કર્યો હતો. માટે એ સર્વ કારણોથી સુધારો વધારો કરીને તથા જે નવો શબ્દ સંગ્રહ થયો હતો તે સર્વે એમાં મેળવી, આ બીજી આવૃત્તિ તૈયાર કરી છે. તેમાં અમદાવાદ ટ્રેનિંગ કોલેજના મર્હુમ માજી પ્રિન્સિપાલ રા. રા. મહીપતરામભાઇની ભલામણ પ્રમાણે વ્યાકરણનો પણ કેટલેક ભાગ દાખલ કરેલો છે. તેથી ભાષાના અભિલાષીઓને આ પુસ્તક વધારે ઉપયોગનું થશે.

આ પુસ્તક ભાષા સંબંધી છે એટલે વાર્તા. અને નવલકહાણીઓનાં પુસ્તકોની જેવી ખરીદી થાયછે, તેવી આની થશે નહીં પણ કચ્છ કેળવણી. ખાતાને અને ભાષાના અભિલાષીઓને ખરેખર ઉપયોગનું છે. માતૃ ભાષાનો ઉદ્ધાર કરવો તે પરોપકારી અને સ્વદેશાભિમાની દેશ પતિનું કરતવ્ય છે. તેથી મૂળ પુસ્તક તૈયાર કરાવી છપાવવામાં નામદાર કચ્છ દરબારશ્રીએ સહાયતા આપી હતી તેમ આ બીજી આવૃત્તિ છપાવવામાં પણ સહાયતા આપીછે તેથી કર્તા મોરા આભારી થયો છે.

આ પુસ્તક મેં પુરા પ્રયત્નથી આ દેશની ભાષા સુધારણાર્થે અને કચ્છ કેળવણીખાતાના ઉપયોગ અર્થે રચેલું છે. માટે તે પ્રમાણે મારી આશા ફળિભૂત થાય તો મારો મનોર્થ સફળ થયો એમ હું માનીશ.

આ પુસ્તકપુર્ણ કરાવવામાં તથા છપાવવામાં હજુર સેક્રેટરી રા. રા. છોટાલાલભાઇએ પૂરેપુરી સહાયતા આપીછે માટે તેઓનો મોરો ઉપકાર માનુંછું. સિવાય આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ માટે વિદ્વાનો અને ચોપાનિયાઓએ અભિપ્રાય આપેલા તેમાંથી કેટલાક આ પુસ્તકના અગ્ર ભાગમાં દાખલ કરેલ છે. તે સુસજ્જનો વાંચવાની તસ્દી લેશે એવી આશા છે.

તા. ૨૦-૭-૧૯૦૦<br>મુ. લાયજા.

કર્તા.<br>પરભુદાસ રણછોડજી<br>માસ્તર.

# કચ્છી શબ્દાવળી.

## અ.

અક્ક (ના. પૂ.) આકડો. આકડાનું ઝાડ.

અકઇ (ના. સ્ત્રી.) તહોમત. આળ.

અકેતો (વિ. પૂ.) અકરાંતીઓ. માણ વગરનો. બહુ ખાનારો. નારી જાતિમાં અકેતી.

*અખ (ના. સ્ત્રી.) આંખ. અખિયું—આંખો.

અખા (ના. પૂ.) દાણા, કણ. આખા દાણા. (કણીખ.)

અગડી (ના. સ્ત્રી.) થીગડી. અગડીયું—થીગડીઓ.

અગલી (વિ. સ્ત્રી.) મેલી. ગંદી, અગલો—મેલો.

અચ (ક્રિ.) આવ. અચો—આવો, અચને—આવીશ; અચાં—આવું. અચાંતો. અચાંતી—આવુંછું.

અચવિંજ (ક્રિ.) આવ જાવ.

અચો (ના. પૂ.) ઢોરને વળગી રહેનારા ઝીણા જીવો. (ઇંતડી, ગીંગોડા.)

અચ્છો (વિ. પૂ.) ધોળો. અચ્છી-ધોળી. અચ્છા-ધોળા.

અજાણી (ના. સ્ત્રી.) આંમલી. જામો.

અજોર (ના. પૂ.) ગામની નજીકનું વાડ કરેલું ખેતર.

અટેછણું (ના. પૂ.) ચાળણી. (આટો ચાળવાનું કાણાં કાણાંવાળું વાસણ.)

અઠ (વિ.) આઠ.

અડાક (ના. સ્ત્રી.) નાડી (ચોરણો તથા ઘાઘરાની દોરી.)

અડ્ય (ક્રિ.) ચણ્ય. અડો—ચણો. અડે—ચણે. અડાઈ—ચણાવી, અડને—ચણીશ.

અડ્ચો (ના. પૂ.) અટક્યો. અડી—અટકી.

---

*જ્યારે બે અક્ષરનો શબ્દ હોય અને જો પહેલો અક્ષર આકાર હોય તો કચ્છી-માં અકાર થઈને બીજા અક્ષર ઉપર ભાર મૂકીને બોલાયછે. જેમ "હટ્ટ, હથ્થ, કન, પન થક્ક જન્ન્ય વગેરે" (હાટ, હાથ, કાન. પાન. થાક. જાન.)

અડાણે (કૃ.) ગીરવી.
અતાલો (વ. પૂ.) મુંઝાએલો. અતાલી–મુંઝાએલી.
અગીઠો (ના. પૂ.) સોનીની ભઠ્ઠી.
અધરો (ના. પૂ.) અરધો ત્રાંબીઓ. (અરધી પાઇ.)
અધા (ના. પૂ.) બાપ. (મોટા ભાઇને પણ કોઇ અધા કહેછે.)
અપાકે (ક્રિ.) અજાણતાં.
અભરો (વિ. પૂ.) નઠારો અભરી–નઠારી.
અભરો સભરો (વિ. પૂ.) સારો નરતો. અભરી સબરી—સારી નરતી.
અંભા (ના. પૂ.) ડોસલ. (અભા નામનું માણસનું નામ પણ પડેછે.)
અમા (ના. સ્ત્રી.) ડોશીમા.
અમાણુ (ક્રિ.) પલોટવું. (કોઇ જનાવર લેવું ત્યારે અજમાવી જેવું.)
અમીલ (ના. પૂ.) તાબુત.
અમાંચ (ના. પૂ.) નિશાન.
અરલ (ના. સ્ત્રી.) અજગર. ગળનારો મોટો અને જાડો સાપ.
અરદાસ (ના. સ્ત્રી.) અરજ. વિનતિ.
અરોંટ (ના. પૂ.) રેંટીઓ. સૂતર કાંતવાની ચરખી.
અલાયો (ના. પૂ.) આંકડો. ધણી વગરનો. (ગોધાને ત્રિશુળ જેવો આંક કાઢેલો હોયછે, તેવાને "અલાયો" કહેછે.)
અવરેજ (ના. પૂ.) સરાસરી.
અવચળ (વિ.) કાયમ. અદ્દર. (કચ્છમાં ઇજારાપટો લખાય છે તેમાં અદ્દરને ઠેકાણે "અવચળ" લખેછે, માટે તેનો અર્થ અદ્દર લખ્યો છે.)
અવેર (ના. સ્ત્રી.) અસુર મોડું (વખત અથવા વાર.)
અસાંજે (સ. પૂ.) અમારો "જે" છઠી વિભક્તિનો પ્રત્યય છે.
અસાંકે (સ.) અમને. "કે" બીજી વિભક્તિનો પ્રત્યય છે.
અસીં (સ.) અમે. (પહેલા પૂરૂષનું બહુવચન.)
અસો (ના. પૂ.) મસ. અસા—મસા. (શરીર ઉપર મસ થાયછે તે.)
અસોર (અ) વારંવાર. ખાંચ આવ્યા વગર.

## આ.

આંઇ (સ.) તમે. (બીજા પૂરૂષનું બહુવચન.)

આઇણો (ના. પૂ.) શિકાર. (જેમકે "મહારાજા આઇણા તેં વિયા આંઇ" એટલે મહારાજા શિકાર ઉપર ગયા છે.)

આંઉઃ (સ.) હું (પહેલા પૂરૂષનું એકવચન.)

આકાઇ (ના. સ્ત્રી.) કુટુંબ.

આંકે (સ.) તમને "કે" બીજી વિભકિતનો પ્રત્યય છે.

આખાણી (ના. સ્ત્રી.) કહાણી. વાર્તા. (કાઠિઆવાડમાં જેને "ઉખાણો" કહેછે તે.) તુકકો.

આખાડો (ના. પૂ.) કળા. (મોર પીંછાં પહોળાં કરી કળા કરેછે તે). મલ્લને પણ "આખાડો" કહેવાયછે. એટલે ચાર જણા ભેગા થઇ બેસતા હોય તે.

આખોલ પાખોલ (અ.) અડખે પડખે.

આજાર (ના. પૂ) દુઃખ પીડા.

આજી (અ.) હૈયાત. જીવતો.

આંજો (સ.) તમારો. "જો" છઠી વિભકિતનો પ્રત્યય છે.

આગિયા (અ.) આગળ પાસે

આટાર (ના. સ્ત્રી.) રેતી.

આડી (ના. સ્ત્રી) ગે. નાનું આડસર.

આડીઓ (ના. પૂ.) પછેડી. (ચોરણા ઉપર પહેરવાનું લુગડું.)

આડિકો (ના. પૂ.) આગળીઓ. (બારણું સહેજસાજ બંધ રાખવા સારૂ અને કોઇ બહારથી આવે તો ઉઘાડી શકે એવી કળ કરેલી હોય તે)

આડુ (ના. પૂ.) કડીઓ. ચણનારો.

આડે (કૃ.) ભાવે. ગમે. (જેમકે "મુકે હી વસ્તુ આડે નતી" એટલે મને આ વસ્તુ ભાવતી નથી. યા ગમતી નથી)

આડે (ક્રિ.) આદે. ચારે. (ગાયનું ઘણુ ચારનારને "આડુ" કહેછે.)

આડંગ (ના. પૂ.) ઉકળાટ. (વરસાદની રૂતુમા પવન બંધ હોય તેને "આડંગ" કહેછે)

આથર (ના. પૂ) ફાટી ગએલાં લુગડા, તથા ગધેડા ઉપર નાંખવાનો સામાન.

આઢ્ય (ક્રિ.) ચોળ્ય. આઢે. ચોળે. આઢી—ચોળી.
આંધરે (ના. પૂ.) આંતર. શરીરની નસો. આંધરા—આંતરડ
આનાં (ક્રિ.) આણ્યાં. આણ્યો. આની—આણી.
આભો (ના. પૂ.) ઝભો. પેરણ. આભા-ઝભા. પેરણો.
આમું (ના. પૂ.) આંબો (પાકેલી કેરી) આમાં—આંબા. (આંબાના ઝાડને પણ "આમું" કહેછે.)
આય (ક્રિ.) છે. અયાં-છું. અયો-છો, અયયું-છીએ.
આય (ના. પૂ.) નિસાસો.
આયો (ક્રિ. પૂ.) આવ્યો. આયા-આવ્યા. આવણ-આવી.
આરીસો (ના. પૂ.) દર્પણ (મોઢું જોવાનો કાચ.)
આરીઓ (ના. પૂ.) તાંકું. (બારણાં વાળો ગોખલો)
આલ (ના. સ્ત્રી.) હજા. હરકત.
આલ (ના. સ્ત્રી.) લાંબું ફળ. જેવું કે કેરી કે ચીભડું લાંબું હોય તેને "આલ" કહેછે.
આંલાય (સ.) તમારે માટે "લાય" ચોથી વિભકિતનો પ્રત્યય છે.
આસુરા (ના. પૂ.) દાસુરા. તાબુતના દહાડા.

---

## ઉ

ઉકરે (ક્રિ.) ઉતરે. ઉકર્યો—ઉતર્યો. ઉકરી—ઉતરી.
ઉખ્ય (ક્રિ.) નાંખ્ય. ઉખિયાં—નાંખું. ઉખિયાંતો—નાંખુંછું. ઉખતે નાંખ્યું. ઉખને ?—નાંખીશ.
ઉખ્ખણુ (કૃ.) કેડે બેસાડવું. કેડ ઉપર તેડવું.
ઉખ્ખર (ના. સ્ત્રી.) ખાંડણીયો. ઉખરી ખાંડણી. (ખારણીઓ પાકા પથ્થરનો થાયછે અને ખારણી લોઢાની થાયછે)
ઉગ્ય (ક્રિ.) લૂછ, ઉગીઆં—લૂછું ઉગીઆંતો-લૂઉંછું ઉગુહો-લૂછ્યો. ઉગને ?—લૂઈશ.
ઉગાડ (ના. સ્ત્રી.) ઉઘરાણી. ઉગાડીઆંતો—ઉઘરાણી કરૂંછું, ઉગાડીઆં—ભેગી કરૂં. ઉગાડને ?-ભેગી કરીશ.

ઉગ્યે (ક્રિ.) સવારે. પ્રભાતે.
ઉઢણુ (વિ.) ઓઢણુ. ઓઢવાનું લુગડું.
ઉજવણી (ના. સ્ત્રી.) ઉજાણી. ગામ બહાર જમવું તે.
ઉજારો (ના. પૂ.) અજવાળું. ઉજારી—અજવાળી.
ઉદૈ . (ના. સ્ત્રી.) ઉધૈ. એક જાતનાં જીવડા.
ઉઢો • (ક્રિ. પૂ.) ગયો. ઉઢા—ગયા. ઉઢઇ—ગઇ.
*ઉતરી (વિ.) એવીને એવી.
ઉતકડે (અ.) પણે.
ઉત્તે (અ.)• •પણે.
ઉથલો • (ના. પૂ.) ફરી ફેરો, ફરીને (જ્યારે કાંઇ માંદાઇ હોય. અને તે મટી જઇ ફરીથી થાય ત્યારે "ઉથલો" થયો કહેછે.)
ઉથી (ક્રિ.) ઉઠ. કોઇને ઉઠવાનું કહેવું હોય ત્યારે "ઉથી ઉથી" (ઉઠ ઉઠ) કહેછે. માનથી કહેવું હોય તો ઉથીઓ (ઉઠો કહેછે.)
ઉંધણુ (ક્રિ.) ઉપણું.(પવનમાં અનાજ ઉડાડી ચોખ્ખું કરે તે) ઉધણીયાં-ઉપણ્યું. ઉધણીઆંતો-ઉપણું છું.
ઉધરકયો (ક્રિ.) ઉંઘમાં બડબડ્યો. ઉંઘમાં બીને બૂમ પાડી.
ઉન્ય (ના.સ્ત્રી.) તરશ. ઉન્યો-તરશ્યો. ઉન્યઇ-તરશી.
ઉનઇ (વિ.) ઓગણીશ.
ઉન (વિ.) પેલો, પેલી.
ઉનું (વિ.) ઉંડો. ઉની-ઉંડી.
ઉંપટ (ક્રિ.) ઉઘાડ. ઉપટો-ઉઘાડો. ઉપટી-ઉઘાડી. અથવા ઉપટૈ—ઉઘાડી. ઉપટીયાં—ઉઘાડ્યું. ઉપટીયાંતો—ઉઘાડું છું ઉપટને ? ઉઘાડીશ.
ઉંપરો (ના. પૂ.) ઉપળું. ખાટલાનું ઓશીકા તરફનું લાકડું. (નારી-જાતિમાં "ઉપરી").
ઉપત (ના. સ્ત્રી.) ઉપજ. નિપજ.

---

*કેટલેક ઠેકાણે "ઉ"ને બદલે "ઓ" આવેછે. જેમકે ઉતરીને બદલે ઓતરી ઉબાકીને બદલે ઓબાકી વગેરે. ઓબાકી, ઓતરી, ગામડાના લોકો બોલે છે. શહેરના લોકો. ઉબાકી. ઉતરી. વગેરે બોલેછે.

## એ.

એણુ (ના. સ્ત્રી) એરણુ.
એમઢો (વિ. પૂ.) વિકટ. કઠણુ. મુશ્કેલ. (એમઢી. નારીજાતિમાં)

## ઓ.

ઓકારી (ના. સ્ત્રી.) ઉલટી વામેટ.
ઓકાર (ના. સ્ત્રી.) ઓટ. (પાણી ઉતરી જાય તે)
ઓખ (ના. સ્ત્રી.) અડચણુ. મુંઝવણુ.
ઓખડ (ના. સ્ત્રી.) ઓગઠ. (ઢોરને ખાતાં ઘાસ વધે તે.)
ઓખડ (ના. સ્ત્રી.) ભેજ વિનાનો પવન. ઉનાળામાં લુખ વાય તે.
ઓખો (વિ.) કઠણુ મુશ્કેલ. (ઓખા. બહુ વચનમાં) નારી જાતિમાં ઓખી.
ઓગમ (ના. પૂ.) ધામ. બફારો.
ઓગરાઈ (ના. સ્ત્રી.) ઓડકાર (મોઢામાંથી વાયુ નીકળે તે).
ઓગન (ના. પૂ.) તળાવમાંથી પાણી નીકળવાનો રસ્તો. જે તરફ પાણી છલી જાતું હોય તે જગ્યા.
ઓગાડ (ના. સ્ત્રી.) ઉધરાણી.
ઓગાર (ના. પૂ.) ઓગાળ. વાગોળવુ. ખાઇને પાછુ મોઢામાં લાવી ચાવવું તે.
ઓગો (ના. પૂ.) ઓઘો. ઢગલો ગંજ
ઓચ્છે (અ) અહિંયાં.
ઓંજ (અ) નરસુ. નઠારૂં.
ઓંજો (વિ.) દુષ્કર. કઠણુ.
ઓટો (ના. પૂ.) ઓટલો. ઓટા—ઓટલા.
ઓડો (અ) ઓરો. નજીક. ઓડા—ઓરા ઓડી—ઓરી.
ઓડો (ના. પૂ.) એંધાણુ. નિશાની. ઓડા—નિશાનીઓ.
ઓડો (ના. પૂ.) ચાડીઓ. (ખેતર વાડીમાં ઢોલ જનાવર તથા પંખીઓ ન ખાઈ જાય માટે માણુસના આકારનો ઉભો કરેલો ચાડીઓ)

ઓઢક (ના. પૂ.) ઓહીંગણ. અડકણ (ઓથને પણ "ઓઢક" કહેછે.
ઓઢર (ના. પૂ.) ઓથ, આડશ.
ઓત્તે (અ.) પણે. બીજે ઠેકાણે.
ઓર્થાં. (અ.) પાસે. નજીક.
ઓરતરે. (ના. સ્ત્રી.) ઓરતરેહ.
ઓત્યો (ક્રિ.) રેડયો. ઓત્ય—રેડય. ઓતીયાં—રેડું ઓતીયાંતો-રેડુંછું.
ઓતીઆરી (ના. પૂ.) ઉપરી. (કામ કરનારની ખબર રાખનાર.)
ઓર (ના. પૂ.) ઓટ. પાણીનું હઠી જાવું તે.
ઓરાંત (ના. સ્ત્રી.) મૂર્છા.
ઓલ્લ (ના. પૂ.) પૂંજો. કચરો. (ઓવાળ.)
ઓલર્યો (ક્રિ.) આથડયો. ઓલરે. આથડે. ઓલ્રજેતો—આથડેછે.
ઓલીઆ (ના. પૂ.) દાતાર.
ઓન્નુ (ના. સ્ત્રી.) સનકારા. ઇશારત. આંખના ઇસારા.
ઓમાણુ (ના. સ્ત્રી.) સંપેતરૂં.
ઓસરાય (ક્રિ.) ગોઠે. ગમે.
ઓનઇ (ના. સ્ત્રી.) કૂતરાંનું રડવું ઓનઇયું—કૂતરાનાં રોણા.

---

## અં.

અંગારીઓ (ના. પૂ.) કોયલો. અંગારીઆ—કોયલા.
અંગારો (ના. પૂ.) દેવતાનોતણખો. અંગારા–દેવતાના તણખા.
અંતિ (વિ.) અતિ. ઘણું.
અંઘર (ના. સ્ત્રી.) લાજ. ઘુંઘટ. ઘૂમટો.
અંધીચીંચી (ના. સ્ત્રી.) ગરોળી.
અંધીછૂછ (ના. સ્ત્રી.) છછુંદર.
અંગણુ (ના. પૂ.) આંગણું.

---

| | | |
|---|---|---|
| કકાટીઓ | (ના. પૂ.) | ચકમક. (બહુવચનમાં કકાટીયા.) |
| કખ | (ના. પૂ.) | તરણું—સળી. |
| કચરો | (ના. પૂ.) | કુમળો કચરા—કુમળા. કચડી—કુમળી. |
| કછલાડી | (ના. સ્રી.) | બાંબલાઇ (કાખમાં ગુમડું થાય તે.) |
| કચ્હેં | (ના પૂ.) | ચાચબો. |
| કડી | (ના. સ્રી.) | સાંકળ કડીયુ—સાંકળો |
| કડી | (ના. સ્રી.) | છીપ. |
| કડી | (ના. સ્રી.) | કલ્લુ કડીયું—કલ્લા. |
| કડેં | (અ.) | ક્યારે. |
| કડોકફે | (ના. પૂ.) | દેવતા પાડવાનુ કડું તથા સૂતરની દોરી. |
| કડો | (ના. પૂ.) | કડું હાથનું. |
| કડ્યો | (ક્રિ.) | તપ્યો. કડેતો તપે છે. કડેલ. તપી ગએલ. |
| કંઠ | (ના. પૂ.) | ધામ. ઉકળાટ કહોરો. |
| કણિઆર | (ના સ્રી.) | કરેણ. |
| કણુપો | (ક્રિ.) | ફૂલ્યો. કણ્યા—ફૂલ્યા. કણુઇ—ફૂલી કણુતો ફૂલેછે. |
| કત્તી | (ના. પૂ.) | કાર્તિક મહિનો |
| કન | (ના. પૂ.) | કાન. |
| કનો | (ના. પૂ.) | સાંઠો. કના—સાંઠા |
| કપ્પર | (ના. સ્રી.) | ભેખડ કપરૂ—ભેખડો. નદિનો કરાડો. |
| કપા | (ના. પૂ.) | કપાસ. |
| કપ્પી | (ના. સ્રી.) | ગરેડી. |
| કબર | (ના. પૂ.) | કાબર પક્ષિ |
| કમ્મ | (ના. પૂ.) | કામ. |
| કરબો | (ક્રિ.) | કરીશું. |
| કરીયાં | (ક્રિ.) | કરૂં કરીયાંતી—કરૂ છું. કરને? કરીથ. |
| કરૈ | (ના. સ્રી.) | ઓરડો. ઘર. કરૈયું—ઓરડા. |
| કરાઇધીસ | (ક્રિ.) | કરાવીશ |
| કવરી | (ના. સ્રી.) | કૂવામાં ખોદવાની ચારણી. |

| | | |
|---|---|---|
| કવાટ | (ના. પૂ.) | ઉંટનું ધાવણું બચ્ચું. |
| કવો | (ના. પૂ.) | પતંગ. (કાગળની હવામાં ઉડાડવાની પડાઇ.) |
| કસલી | (ના. સ્રી.) | કળસલી ટબુડી. |
| કસુંબો | (ના. પૂ.) | અફીણ (રોગા અફીણને "કસુંબો" જ કહેછે.) |
| કસોજો | (વિ. પૂ.) | અટકચાળો. કસોજી અટકચાળી. કસોજા કાંકરાવાળા. કસોજણ ઝીણા દાણા. |
| કલંક | (વિ.) | દુષ્ટ. |
| કાગડો | (ના. પૂ.) | પતંગ, કાગડીઓ.(કાગળની હવામાં ઉડાડવાની પડાઇ.) |
| કાઠ ચીભડ | (ના. પૂ.) | પોપઇયું. પોપઈયાં. |
| કાડ | (ના. સ્રી.) | હડ. લાકડાની બેડી. |
| કાઠી | (ના. સ્રી.) | લાકડું. કાઠીયુ—લાકડાં. |
| કાડો | (ના. પૂ.) | ઉકાળો. ક્વાથ. |
| કાંડી | (ના. સ્રી.) | દિવાસળી. |
| કાડો | (ના. પૂ.) | તાપ. તડકો. ગરમો. |
| *કાંભી | (ના. સ્રી.) | કાંબી. (ગામડામાં બાઇડીઓ કલ્લાં નીચે પહેરે છે તે કાંબી કડલાં. ગરાશીયા એક પગમાં બેડી પહેરે છે તેને પણ "કાભી" કહેછે.) કાંભીઊ—કાંભીઓ. |
| કાંભુડી | (ના. સ્રી.) | કાંખુડી. કાંપો. (બાથમાં સમાય તેટલું) બાઇડીઓ ઘાસ વાડવા જાય ત્યારે લુગડાના કાંપા પોતાની પીઠે બાંધેછે તે. |
| કાલર | (ના. સ્રી.) | ગંજી. કાલરૂ—ગંજીઓ. |
| કાલીંગો | (ના. પૂ.) | તરબુચ. કાલીંગડું. |
| કાવ | (ના. સ્રી.) | કાવ્ય—કવિતા. |
| કાંસી | (ના. સ્રી.) | સૂકવેલું ઘાસ. |
| કી | (ક્રિ.) | કરી. કે કર્યું. કર્યા. |
| કીં | (અ.) | કેમ. |

*કચ્છમાં "બ" ને ઘણું કરીને "ભ" બોલેછે. જેમકે "બલ્લાદુર" તેને "ભલાદુર" કહેછે. બાગને ભાગ, બેનને ભેણ, બન્યોને ભન્યો, વગેરે.

| | | |
|---|---|---|
| કીં | (વિ.) | કાંઇ. |
| કિટ | (ના. પૂ.) | કાટ, મેલ. કિટ—હુશિઆર. |
| કિડાય | (અ ) | ક્યાં. |
| કિત્ત | (અ.) | ક્યાં. |
| કુઓ | (ના. પૂ.) | ઊંદર. કુઆ—ઊંદરો. |
| કુચ્ચા | (ના. પૂ.) | શફરાં (ગુહ્યેંદ્રિ ઉપરના વાળ) શીંદાં. |
| કુચ્છ | (ક્રિ.) | બોલ્ય. કુછાતો—બોલુંછું. કુચ્છાં—બોલું. કુચ્છો—બોલો. કુચ્છને ?—બોલીશ, કુચ્છયો—બોલ્યો. કુચ્છણુ—બોલાવવા. |
| કુચ્છણુ | (ના. સ્રી ) | બગલ. |
| કુચ્છણુ | (ક્રિ.) | વચન, બોલ. (જેમકે ફલાણો કીં કુચ્છણુ તો કુચ્છે.) ફલાણો કાંઇ બોલ બોલેછે. |
| કુંજીવ | (ના. પૂ.) | માંકડ. |
| કુટય | (ક્રિ.) | ખાંડ્ય. કુટિયાં—ખાંડું. કુટો—ખાંડો. કુટિયાતો-ખાંડુછું. |
| કુણુક | (ના. સ્રી.) | કાનનું ફૂલ. કુણુકુ—ફૂલો. |
| કુન્ઢો | (ના. પૂ.) | કોંટો. ફણગો. ટુસ્સો. |
| કૂત્તો | (ના. પૂ.) | કૂતરો. કૂત્તી કૂતરી. |
| કુંજી | (ના. સ્રી.) | કુંચી. ચાવી. કુંજીઓ—કુંચીઓ. |
| કુનડી | (ના. સ્રી.) | કુલડી, કુલ્લી. |
| કુનાતો | (ના. પૂ.) | ગળીએલ. રંગનું લુગડું. |
| કુન્ની | (ના. સ્રી.) | હાંલ્લી. કુન્નો—હાંલ્લુ. |
| કુરિયો | (ના. પૂ ) | કળિયું. જમીન ખેડવા માટે હળમા હોય તે. |
| કુરાજ | (ના. પૂ.) | કાચનો શીશો. |
| કુરેલાય | (અ.) | શા વાસ્તે. (એને "કુલાય" પણ કહેછે.) "લાય" ચોથી વિભકિતનો પ્રત્યય છે. |
| કુરો | (વિ.) | શું. (આ શબ્દ ત્રણે જાતિમાં એમજ બોલાયછે. |
| કુલ્લો | (ના. પૂ.) | ખભો. કુલ્લા—ખભા. |
| કેર | (સ ) | કોણ. (જેમકે મંજકેર આય. માંહે કોણ છે.) |
| કેંજો | (સ.) | કોનો. ("જો" છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે.) |

કેડા ફેડી (ના. સ્રી ) કેળાં. કેળાંફળી.
કેડો (ના. પૂ.) કાકીડો કાચંડો.
કેડો (વિ.) કેવો. કેવી. કેવી.
કેઞેર (ના. પૂ.) કેરડો. (કેરડાનું ઝાડ) તેનાં ફળને પણ "કેઞેર" કહેછે.
કોઇવાંસો (ના. પૂ.) કરોળિઓ.
કોઓ (અ.) કેમ. કાં.
કોર (ના. પૂ.) ગરીઓ. (છોકરાંને રમવાનો.)
કોં (ના. સ્રી.) કસ. કોંયુ–કસો. (અંગરખા કાપડાને બાંધવાની.)
કોધરો (ના. પૂ.) કોગળો.
કોચલો (ના. પૂ.) કડકો, ફોડવું. (શાકને મોળીને કડકા, કરે તે) કોચલા—કડકા, ફોડવાં.
કોટડી (ના. સ્રી.) ભીંત, વંડી કોટડીયું—ભીંતો, વંડીઓ.
કોઠ્ય (ક્રિ ) તેલ્ય કોડીયાંતો–તેડું છું કોડીયાં–તેડું કોડી—તેડી. કોઠણુ—તેડવા. કોડને?—તેડીશ.
કોઓાદ (ના. સ્રી.) કોહોદ (લૂહાર સતારની પેટી.)
કોદ (ના. પૂ) લાત. લાંણુકોટ.
કોડા (ના. પૂ.) ડોળા (આંખના.)
કોથ (ના. સ્રી.) પેડું.
કોથળી (ના. સ્રી ) ગાંસડી. (કપાસની) રૂની ગાંસડીને "કોથળી" કહેછે.
કોયડ (ના. સ્રી ) મદ.
કોલ (ના. પૂ.) વચન. બોલ.
કોસાણી (ના. સ્રી.) ઉનામણો. ઉનુ પાણી કરવાનુ વાસણ.
કોંસીયા. (ના. પૂ.) સકાલા, ઠાલીયાં (કાલાંમાથી કપાસ કાઢી લેતાં બાકી જે ઠાલીયા રહેછે તે )
કોસો (ના. પૂ ) ઊનો. ગરમ. ઊનું—કોસા. ઊના. કોસી—ઊની.
કંજરી . (ના. સ્રી.) કાંચળી. કાપડું કંજરીયું—કાપડાં.
કંઘોસ (ક્રિ.) કરીશ.

કંઢા (ના. પૂ.) કાંટો. કંઢા—કાંટા.

કન્ઢો (ના. પૂ.) હરમેદ (હરમાનું ઝાડ.)

કંધ (ના. પૂ.) કાંધ, ખાંધ.

કંપોપો (ના. પૂ.) કંદાઇ. સુખડીયો. કંપોયા—સુખડીયા, કંપો-યાણી—સુખડીઆણી-સુખડીયાની વહુ.

કાંધા (ના. પૂ.) કાંદા, ડુંગળી.

કંઢેરો (ના. પૂ.) કાંટાવાળો થોર.

## ખ.

ખઇયો (ના. પૂ.) કોદાળી. ખઇયા—કોદાળિઓ.

ખખ્ખી (ના. સ્રી.) ખારેકનો ઠળિયો, કુચકો ખખ્ખીયું-ઠળિયા.

ખરચુ (ના. પૂ.) હંગણ. ઝાડો. ખરચુવાણી-હંગાણી.

ખણ (ના. પૂ.) ખંડ (રેશમી લુગડાનો રેજો.)

ખટયો (ક્રિ. પૂ.) ખાટયો; કમાણો (એ વિષે કચ્છમાં એક કહે-વત બોલાયછે કે "ખટયો ખેંગાર અને ભોગ-વ્યો ભારે" એટલે ખેંગારજીએ ધન સંગ્રહ કર્યો તે ભારમલજીએ ભોગવ્યો.

ખડઠી (ના. સ્રી.) ગોખલો. ખડકિયુ-ગોખલા.

ખડ (ના. પૂ.) ખોળ (તેલ પીલતાં બાકી રહે તે.)

ખડિયો (ના. પૂ.) ઘોડા ઉપર સામાન નાંખવાનો. કારીગરીવાળો કોથળો બે ખાનાંવાળો.

ખઠિયો (ના. પૂ.) લાદી, ફાંટ.

ખડિયો (ના. પૂ.) દોત.

ખણય (ક્રિ.) ઉપાડ. ખણાંતો-ઉપાડુછું ખણાં-ઉપાડું. ખયો અથવા ખયા-ઉપાઓ. ખણો—ઉપાડો. ખ-ણુને ?-ઉપાડીશ ? ખણુંધોસ-ઉપાડીશ. ખધ અથવા ખધી-ઉપાડી.

ખણુ (ના. સ્રી.) એક ગરોળી જેવડું ઝેરી જનાવર થાયછે. જે કરડવાથી તત્કાળ માણસ મરી જાયછે તે.

ખથો (ના. પૂ.) ધાબળો, કામળો, ખથ્થી—ધાબળી, કામળી.

| | | |
|---|---|---|
| ખપે | (ક્રિ.) | જોઇએ. ખપંપો–જોઇશે. ખપઇ–જોઇ. |
| ખબો | (વિ. પૂ.) | બોખો, દાંત વગરનો. ખબી–બોખી, દાંત વગરની. |
| ખલ | (ના. સ્રી.) | છાલ, ચામડી (ખાલ ઉપરથી.) |
| ખરો | (ના. પૂ.) | ખળું. ખરા—ખળાં. |
| ખહ્લો | (ના. પૂ.) | ખાસડું, સૂકલ જોડો. ખસ્લા–ખાસડાં. |
| ખાજી | (ના. સ્રી.) | ખસ, ખુજલી. (શરીરે ફોલ્લા થઇ ચળ આવે તે દર્દ.) |
| ખાડી | (ના. સ્રી.) | દાઢી, હડપચી. |
| ખાંપ | (ના. સ્રી.) | દડબું, ઠરી ગએલું ચોસલું, ખાંપુ—દડબાં, ચોસલા. |
| ખાબો | (ક્રિ.) | ખાઇશું (જેમકે "પોય ખાબો" પછી ખાશું.) |
| ખામણો | (ના. પૂ.) | ખાનું, ખંડ. ખામણાં—ખાનાં (પેટી તથા કબાટમાં જૂદાં જૂદાં ખાનાં ખંડ હોયછે તે.) |
| ખાર | (ના. પૂ.) | દ્વેષ રીસ (આ શબ્દ બહુવચનમાં જ બોલયછે જેમકે "મુતે ખાર કાડયા" મારી ઉપર રીસ કાઢી.) |
| ખારેકિઆલ | (ના. સ્રી) | ખારેકનું ઝાડ. |
| ખારો | (વિ.) | કડવું, તીખું, મોળું વગેરે. (મધુર સ્વાદ વગરની બધી ચીજોના સ્વાદને ખારો, ખારી કહેછે.) જેમકે "હી ચિભડ ખારો આય, હી મરચી ખારી નાંઇ વગેરે" (આ ચીભડું કડવું છે. આ મરચું તીખું નથી.) |
| ખારો તેલ | (ના. પૂ.) | સરશીયું તેલ. |
| ખાર્યો | (ક્રિ.) | ખીજયો રીસે ભરાયો. |
| ખારેલો | (ના. પૂ.) | મોળું લોઢું. |
| ખીં | (ના) | ક્ષેમ, (બાઇડીઓ મળતી વખત બોલે છે.) સાંઇ |

| | | |
|---|---|---|
| ખીંકારૂ | (ના. પૂ.) | ક્ષેમ કહેવું. (ગૂજરાત વગેરેમાં બાઈ-ડિયો એક બીજાને "સાંઈ" કહેવરાવે છે તે.) |
| ખિયો | (ના. પૂ.) | ખીરૂ. તરતની વિઆએલી ગાયનું દૂધ. |
| ખીર | (ના. પૂ.) | ક્ષિર, દૂધ. |
| ખીરજ | (ના. સ્ત્રી.) | ખીર. (દૂધમાં ચોખા રાંધી' ખાંડ નાંખે તે.) |
| ખિલ | (ક્રિ.) | હસવું. રાજી થાવું. ખીલાતો—હસીછું ખીલાં હસુ. ખીલ'ઘોસ—હસીશ. |
| ખિલોડી | (ના. સ્ત્રી.) | ખીસકોલી. |
| ખિલો | (વિ.) | ચત્તો. ખિલી ચત્તી. |
| ખિર'ટીઓ | (ના. પૂ.) | મોટી ઉધરસ. એને "ખટિયો" પણ કહેછે. |
| ખૂઓ | (ના. પૂ.) | કૂવો. (વહાણની વચમાં ઉભું લાકડું હોય તે ) |
| ખુંચો | (ના. પૂ.) | ખીસ્સો, ગજવું. ખુંચી—ખીસ્સી. (આ નામને કોઇ "ખુંજે" પણ કહેછે.) |
| ખું'ટવ્યાજ | (ના. પૂ.) | ચક્રવૃદ્ધિ વ્યાજ, વ્યાજનું વ્યાજ. |
| ખુડકે | (ક્રિ.) | ખડખડે. ખુડકાટ-ખડખડાટ. |
| ખુન્ઢી | (વિ. પૂ.) | ઢોર. મૂર્ખ. |
| ખું'ધ | (ના. પૂ.) | મુખી, ઉપરી. |
| ખું'જ | (ના. સ્ત્રી) | ખાંચ. |
| ખૂરો | (ના. પૂ.) | ભઠ્ઠી. (ચૂનાની ભઠ્ઠી. કે લુહારની ભઠ્ઠીને "ખૂરો" કહેછે.) |
| ખે' | (ક્રિ) | ખા. ખિયાંતો ખાઉછું. ખિયાં ખાઉં ખેંણુ ખાવા. ખિયો-ખાઓ. (બીજા પૂરૂષ અને એક વચનમાં ખેને? ખાઇશ.) ખે'ઘોસ ખાઇશ. |
| ખેટા | (ના. પૂ.) | કબુલ કરીને ફરી જવું તે. અથવા મશ્કરી. |

| | | |
|---|---|---|
| ખેત્રપાળ | (ના. પુ.) | જગ્યાની રક્ષા કરનાર કાળો સાપ |
| ખેંધ | (ના. પુ.) | શૂરો. (માથું પડી ગયા પછી પણ લડનારો.) |
| ખો | (ના. સ્ત્રી.) | કોશ, નરાજ. |
| ખોબાયો | (ના. પુ.) | ખીસ્સો. ખોબાયા—ખીસ્સા. |
| ખોટરો | (ના. પુ.) | ચોસલું. દડબું. (નારીજાતિમાં ખોટરી) ખોટરીયું ચોસલાં. |
| ખોભરો | (ના. પુ.) | રોકણ, વાર. ખોભરાં—રોકાઉ. ખોભરાંતો-રોકાઉવું. ખોભરો-રોકાઓ. |
| ખોંભાત્રી | (ની. પુ.) | રંગરેજ, કસુંબગર. (કસુંબાનો રંગ કરનાર.) |
| ખોંભી | (ના. સ્ત્રી.) | ચૂનડી. ખોંભો-કસુંબા રંગનો પછેડો. ખોંભલો-નાનો પછેડો. |
| ખોરો | (ના. પુ.) | ખોળો. (જેમકે "ખોરો" વિછાવેતો. ખોળા પાથરેછે.) |
| ખંગ | (ના. સ્ત્રી.) | ઉધરસ, ખાંસી. |
| ખંગારો | (ના. પુ.) | બળખો. (ઉધરસને લીધે કફ નીકળે તે.) |
| ખંડણો | (ના. પુ.) | ખાંડણ, ખાંડવાનું. |
| ખંડ | (ના. પુ.) | ખાનાં. આસન. |
| ખંધો | (ના. પુ.) | કાંધું. ખંધા—કાંધા. |

## ગ.

| | | |
|---|---|---|
| ગચ | (વિ.) | બહુ. |
| ગચી | (ક્રિ.) | પેશી. ગચ્યો—પેશી ગયો, પેઠો. |
| ગજણ | (ના. સ્ત્રી.) | ગર્જના. (વરસાદ ગાજેછે તે.) |
| ગણુજ | (ના. સ્ત્રી.) | ગરજણ (એક મોટું ગીધ જેવું પક્ષિ) ગણુજ્યુ—ગરજણો. |
| ગટક | (ના. સ્ત્રી.) | ખારેકનો ઠળિયો. ગટકુ—ઠળિયા |
| ગટો | (ના. પુ.) | કોળિઓ. ગટા—કોળિઆ. |
| ગડખી | (ના. સ્ત્રી.) | ગોખલો. ગડખિયું—ગોખલા. (ગવાક્ષ ઉપરથી.) |

| | | |
|---|---|---|
| ગઠર | (ના. સ્ત્રી.) | એગ, ફિડો. ગડરૂ—એલો. ગડરો—મોટી એગ. |
| ગડસ | (ના. સ્ત્રી.) | નાની ગાડી. (છોકરાંને રમવાની.) |
| ગડોડો | (ના. પુ.) | ગધેડો. ગડોડા—ગધેડા. ગડોડી—ગધેડી. (બૈરાં લોકો ગધેડી કહેવી હોયતો કોઇ વખતે "ગડું" પણ કહેછે. જેમકે "ગડું સમજે નતી" ગધેડી સમજતી નથી.) |
| ગડ્ડો | (ના. પુ.) | ગાડું. ગડ્ડા—ગાડાં. |
| ગત્રી | (ના. સ્ત્રી.) | કાતળી. (શેરડીના સાંઠા વગેરેની કાતળી.) |
| ગન | (ના. પુ.) | હાથો. (કુહાડી, કોદાળી વગેરે હથિયારને લાકડાના હાથા હોયછે તે.) |
| ગનું અથવા ગનો (ના. પુ.) | | સાંઠો. ગના સાંઠા. (ગના ઉપરથી—સાંઠા થયાછે.) |
| ગભરૂ | (ના. પુ.) | બાળક, છોકરૂં (જેમ ફલાણી કે કેડો ગભરૂ આય. ફલાણીને કેવું (શું) છોકરૂં છે.) |
| ગયાળ | (ના. સ્ત્રી.) | નિર્વંશ. (જેમ "ફલાણેજી ગયાળ વઇ." ફલાણાનો નિર્વંશ ગયો.) વારસદાર વગર પણ થાયછે. (જેમ "હી ઘોડો ગયાળ આય" આ ઘોડો વારસદાર વગરનો છે.) |
| ગરત | (ના. પુ.) | ઘી (ઘૃત ઉપરથી.) |
| ગરિયો | (ના. પુ.) | ઘૂંટી. |
| ગરે | (ના. પુ.) | ગ્રાસ. (કોળીયો.) |
| ગરભ | (ના. પુ.) | ગર્વ, અહંકાર. |
| ગલોલી | (ના. સ્ત્રી.) | બંદૂકની ગોળી. |
| ગદ્દલો | (ના. પુ.) | હડફો, ઇરકોતરો. જેની ઉપર પૈસા નાંખવા સારૂ કાણું પાડેલું હોય તેવો. |
| ગાગલો | (ના. પુ.) | કાલો. ગાગલી—કાલી. |
| ગાલાવેલો | (ના. પુ.) | કાલોઘેલો. ગાલાવેલી—કાલીઘેલી. |
| ગાભો | (ના. પુ.) | વાછડો. ગાભી—વાછડી. |
| ગાભોઠ | (ના. સ્ત્રી.) | વાછરૂવેલ. વાછરૂનું ટોળું. |
| ગાર | (ના. સ્ત્રી.) | ગાળ. ગાર્યું—ગાળો. |
| ગાલ | (ના. સ્ત્રી.) | વાત. |

| | | |
|---|---|---|
| ગાંય | (ના. સ્રી.) | સાલ. (જેમ "મંજેજી ગાય શુરી પઇ ચાંય" ખાટલાનું સાલ ભાંગી પડયું છે.) |
| ગાગાડો | (ના. પૂ.) | ફજેતી. |
| ગારા | (ના. પૂ.) | ચાંચથી ચાંચમાં ખાધાનું આપે તે. |
| ગીંગો | (ના. પૂ.) | નાનો રોટલો. અને "ગીગલો" પણ કહેછે. |
| ગિધરૂ | (ના. સ્રી.) | નસની આંટી. ગિધરૂ નસની આંટીઓ. (કોલેરા થાયછે ત્યારે હાથ પગમાં નસનાં ગોટલાં વળે છે તે.) |
| ગિધી | (ના. સ્રી.) | બકરી. ગિધો—બકરો. |
| ગિન | (ક્રિ.) | લે. ગિનો—લો. ગિના—લઉં ગિનાંતો—લઊંછું. ગિન્ધોસ—લઇશ. ગિડો—લીધો. ગિડી—લીધી. ગિનણુ—લેવા. |
| ગિલ્યા | (ના. પૂ.) | બકવાદ (બોલ બોલ કરવું તે.) |
| ગુઇ | (ના. સ્રી.) | ગાંડ, ગુદા. |
| ગુંગો | (ના. પૂ.) | મૂંગો. ગુંગા—મૂંગા. ગુંગી—મૂંગી. |
| ગુડ | (ના. પૂ.) | ગોળ. (શુદ્ધ સંસ્કૃત શબ્દ છે.) |
| ગુંજરો | (ના. પૂ.) | કુંડાળું. (ગુંચળા ઉપરથી) |
| ગુડાવાળ | (ના. સ્રી.) | કાણે. (કોઇ મરી જાય ત્યારે કાણે જાવુ તે.) |
| ગુડિયો | (ના. પૂ.) | ઢીંચણીયુ. (કેટલાક માણસો જમતી વખતે ગુડા નીચે લાકડાનું "ઢીંચણીયું" મૂકેછે તે.) |
| ગુડો | (ના. પૂ.) | ઢીંચણુ. |
| ગુન્ડ | (ના. પૂ.) | ઢગલો. |
| ગુન્ધ | (ના. પૂ.) | ગુંદર. |
| ગુંધી | (ના. સ્રી.) | મોટાં ગુંદાંનું ઝાડ. (ગુંદો.) |
| ગુરનાર. | (ના. પૂ.) | નાહર. (એક હિંસારી જંગલી જનાવર.) |
| ગેંણું | (ના. પૂ.) | ગરણું. પાણી ગળવાનું લુગડું |
| ગેનારે | (ક્રિ.) | ગણકારે. ગેનાર—ગણકાર. |
| ગેરી | (ના. સ્રી.) | છીંડી. નાની વાડ. |
| ગોં | (ના. સ્રી.) | ગાય. ગોયું—ગાયો. |
| ગોઇતર | (ના. પૂ.) | ગૌમૂત્ર, ગાયનું મૂત્ર. |

ગોએ (ક્રિ.) મગળે. (આરોમાં પાણી નાંખી મસળવું તે.)
ગોર (ના. પૂ.) વર. (બહુવચનમાં પણ એમજ બોલાય છે.)
ગોઠ (ના. પૂ.) ગામ. ગોઠય—ગામતરૂં, ગામતરાં (કાઠિયાવાડમાં આ શબ્દને એક કહેવતમાં વાપર્યો છે. જેમકે "માધિઓ મૂઓ ને ગોઠડી પરવારી") ગામડાં ગોઠડાં પણ કહેવાય છે.
ગોઠી (વિ.) એક ગામના. (જેમકે "ફૂલાણો અસાંજો ગોઠી આય" ફૂલાણો અમારા ગામનો છે.)
ગોઠી (ના. પૂ.) જૈનનાં દેરાનો પૂજારી.
ગોણિયો (ના. પૂ.) ઘડો. ગોંણિયા—ઘડા.
ગોપી (ના. સ્ત્રી) ગડબડાટ. ગોકીરો.
ગોબચી (ના. સ્ત્રી) ખલેચી. દોયણી. (બહુવચનમાં 'ગોબચીઉં.")
ગોબ (ના. સ્ત્રી.) ઘોબો. (વાસણ પછાડવાથી તેમાં ખાડ પડે તે.)
ગોવાઇ (ના. સ્ત્રી.) (સાખિ) ગરબામાં બોલાયછે.
ગૈધર (ના. પૂ.) મિસ્ત્રી.
ગંધી (ના. સ્ત્રી) પછેડી. ગંધિયું—પછેડીઓ.
ગંજો (ના. પૂ.) ગામ. ગંજા—ગામ.
ગંદો (ના. પૂ.) ગાંગડો, ગાંઠો. ગંદી અથવા ગંદ—ગાંઠ. ગંદા ગાંગડા, ગાંઠા.

## ઘ.

ઘટકી (ના. સ્ત્રી.) હેડકી.
ઘા (ના. પૂ.) ઘાસ, ખડ.
ઘા (ના. પૂ.) જખમ.
ઘોંચ (ના. સ્ત્રી.) ધૂળવાળો ઉંડો ચીલો.
ઘૂંકો (ના. પૂ.) ઘોદો. ઠોંસો
ઘૂંઘટ (ના. પૂ.) ઘૂમટો લાજ. (મોં આડો છેડો કરવો તે.)
ઘૂમ (ક્રિ.) ફર, ઘૂમે—ફરે. ઘૂમિયાં—ફરૂં. ઘૂમિયાંતો—ફરૂંછું. ઘૂમમીસ—ફરીશ.

ઘૂમાવ (ક્રિ.) ફેરવ. ઘૂમાવિયાં—ફેરવું. ઘૂમાવિયાંતો—ફેરવુંછું. ઘૂમાવ્યો—ફેરવ્યો. (ઘૂમાવ્યો એટલે ધમકાવ્યો પણ થાયછે. જેમકે "ફલાણે કે એડો ઘૂમાવ્યો કે હૈયો" ફલાણાને એવો ધમકાવ્યો કે બસ.) ઘૂમાવી—ફેરવી.

ઘૂમરી. (ના. સ્ત્રી.) ફેર, ચકરી.

ઘોડલો (ના. પૂ.) ટોડલો. ઘોડલા—ટોડલા, ઘોડલી–ટોડલી.

ઘૂરે (ક્રિ.) ઇચ્છે. ઘૂરો—ઇચ્છો. ઘૂરાં–ઇચ્છું.

ઘોર (ના. સ્ત્રી.) માથા ઉપર નાણું ઉતારી કોઇને આપી દેવું તે. (રાજા લોકોની જ્યારે સ્વારી નીકળે ત્યારે માથા ઉપર નાણું ઉતારી ગરીબોને દઇ દેછે. તેમજ વરરાજાની ઉપરથી પેસા ઉતારી વાજાં વગાડનારને દઇદેછે તેને "ઘોર" કહેછે. ગુજરાતમાં તેને "ઘોળ" કહેછે.)

ઘોર્યો (ક્રિ.) ઘોળ્યો, ઘોળ્યું (રહ્યું) ઘોરી—ઘોળી (રહી) (કોઇ કામ કરવું ન હોય ત્યારે કહેછે કે "ઘોળ્યુ તેને કચ્છમાં "ઘોર્યો" કહેછે.) ઘોળીજાઉં—વારી જાઉં.

ઘોરો (ના. પૂ) નાની ઉમરનો ઉંટ. અથવા ઉંટનું બચ્ચું.

ઘેરો (ના. પૂ.) જથો. (જેમકે અહીં રાંગણીનો "ઘેરો" છે.)

ઘંટડી (ના. સ્રી.) ટેકરી. ઘંટ—ટેકરો.

---

## ચ.

ચઇ (વિ.) ચાર.

ચકર (ના. સ્રી.) ફેરફુદડી. ચકરરાંધ–ફેરફુદડીની રમત.

ચક (ના. પૂ.) બચકું. (જેમકે "મૂકે ચક પાતોં" મને બટકું ભર્યું.)

ચક (ના. પૂ.) કુંભારનો ચાકડો, ચાક.

ચકુતરી (ના. પૂ.) કાઠી, કાઠ. (કાકનું શાક.)

ચચ્ચર (ના. પુ.) પથારો, ફેલાવો.

ચપ (ના. પુ.) દોા.

ચમર (ના. સ્ત્રી.) ચિમેડ. (ઓષધ તરીકે આંખમાં બરણુ ભરવામાં આવેછે તે.)

ચંપો (વિ. પુ.) ગાંડો. ચંપા–ગાંડા. ચંફે–ગાંડી.

ચરૂસા (ના. પુ.) પુરલા.

ચરૂ (ના. પુ.) ચગુ. (જમીને હાથ મોં ધોવાં તે.)

ચરવો (ના. પુ.) લોટીઓ. ચરવા—લોટીવા.

ચરવી (ના. સ્ત્રી.) મોટી દેગડી.

ચાક (વિ.) સાંજો, સાજો હુશિઆર. (માંદાઇમાંથી સાજો થાય તેને "ચાક" થયો કહેછે.)

ચાક (ના. સ્ત્રી.) ખડી. ધોળી માટી.

ચાકી (ના. પુ.) ઘાંચી. ઘાંણી પીલનાર એક મુસલમાનની જાત. ચાકયુ—ઘાંચયુ.

ચાં (ક્રિ.) કહે. ચાતોસ–કહેછું. ચો–કહો. ચે–કહે. ચિપો–કહ્યું. ચઇ—કહી. ચોપોસ–કહીશ. ચોંધારી—કહીશું.

ચાગ (ના. પુ.) લાડ.

ચાગલો (વિ. પુ) લાડકો, લાડકવાયો. ચાગલી–લાડકી, લાડકવાઇ.

ચાડીકો (ના. પુ.) વાહન, ચડવાનું.

ચાંચી ચૂગલી (ના. સ્ત્રી.) ચાડી, (એક બીજાની વાત કહી દેવી તે.)

ચાખડ (વિ) ચાખી જનાર. (કોઇ ગાય, બેસ લૂગડાં વગેરે ચાખી જાય એવી હોય તેને "ચાખડ" કહેછે.)

ચાંનસ (ના. પુ.) નસીબ, ભાગ્ય.

ચાંવત (ના. સ્ત્રી.) ચિવટ. (એને કોઇ ઉતાવળમાં "ચાંત" પણ કહેછે.)

ચાવલાં (ના. પુ.) લટકાં.

ચિ (ના. સ્ત્રી.) ચેહ. (મુડદાને બાળવા સારૂ જે છાણાં તથા લાકડાં ખડકવાં તે.)

| | | |
|---|---|---|
| ચિડિયાં | (ના. પૂ.) | એક જાતનાં કાચનાં મોતી. |
| ચૂઆક | (ના. પૂ.) | ચૂવા. (નળિયાંમાંથી પાણી ઘરમાં પડે તે.) |
| ચૂકો | (ક્રિ) | થઇ રહ્યો. થઇ રહ્યું, પત્યું. |
| ચૂંજ | (ના. સ્ત્રી.) | ચાંચ. ચૂંજુ–ચાંચો. |
| ચૂંઢ | (ક્રિ.) | ચૂંટ, વિણ્ય (ચૂંઢીઆં–ચૂંટ્યું, વિણ્યું. ચૂંઢીઆંતો–ચુંટુંછું, વિણુંછું. ચૂંઢો–ચૂંટો, વિણો. ચૂંઢણ–ચૂંટવા, વિણુવા (તોડવાને પણ ચૂંઢું કહેછે.) |
| ચૂધડો | (ના. પૂ.) | બખીલ, કૃપણ, સૂમ. (નારીજાતિમાં ચૂધડી.) |
| ચૂન | (ના. પૂ.) | ચૂનો. |
| ચૂમખી | (ના. સ્ત્રી.) | ચોંટીઓ. બે આંગળાથી શરીરની ચામડી તાણવી. ચૂમકાયું–ચોંટીયા. |
| ચુરો | (ના. પૂ.) | નહેરું, નાળું. પાણી વગરની નાની નદિ. |
| ચૂરો | (ના. પૂ.) | ભૂકો. (જેમકે સોપારીનો ચૂરો.) |
| ચેણી | (ના. સ્ત્રી.) | ચોરણી, પાઇજામી. ચેણો—ચોરણો. |
| ચેલ | (ના. સ્ત્રી.) | કેડ. |
| ચેલીઓ | (ના. પૂ.) | કેડ બાંધવાનો સૂતરનો કંદોરો. |
| ચોટા | (વિ.) | પારવા, છૂટા છૂટા. ચોટી–છૂટી છૂટી. |
| ચોટીઓ | (ના. પૂ.) | રાશ. (બળદને બાંધવાનું દોરડું.) |
| ચોણ | (ક્રિ.) | કહેવા. |
| ચોપો | (ના. પૂ.) | ઢોર, ચાર પગવાળો. ચોપાં–ઢોરાં. |
| ચોમલ | (અ.) | ચોમેર, ચારે તરફ. |
| ચોવાઓ | (ક્રિ.) | કહેવારો. |
| ચોરાવ | (ક્રિ.) | ખીજવ. ચોરાવે–ખીજવે. ચોરાવીયાં–ખીજવું. ચોરાવિયાંતો–ખીજવુંછું. ચોરાવો—ખીજવો. ચોરાવને?–ખીજવીશ. ચોર્યોતા–ખીજવોછો. |
| ચંગા | (વિ.) | સારા, હુશિઆર. (આ વિષે કચ્છી કહેવતમાં એક દુહોછે. જેમકે "ચંગા માડું ઘર રહે, તીનું અવગુન હોય; કપડા ફાટે રણ વધે, નામ ન જાને કોય.") |

ચંદર (ના. પૂ.) ચંદ્રમા (ઘણુ કરીને શુદ્દ રને ચંદ્ર, અથવા ચંદર કહેછે,)
ચંશુ (ના. પૂ.) શીરોઇ.

## છ.

છઇ (ના. સ્ત્રી.) કાંટાની ભરી છઇયું—કાંટાની ભરીઓ.
છક્ક (વિ.) છ.
છક (ના. સ્ત્રી.) છીંક. છકું—છીંકો.
છકથુક (ના. સ્ત્રી.) લૂંટફાટ, (જોર જૂલમથી ઝુંટી લેવું)
છકી (ના. સ્ત્રી.) આચકો.
છકો (ના. પૂ.) શીંકુ. છકા—શીંકાં.
છછઇ (ના. સ્ત્રી.) દરીઆં, કાહાની વાવેતર થાય તેવી જગ્યા. (વરસાદનું, પાણી ભરાઇ રહેવાથી તેમાં ઘણ થાય તેવી જમીન.)
છજી (કૃ.) તુટી. છજે—તુટે.
છટ (ના. સ્ત્રી.) વાસ, ગંધ.
છટારો (વિ.) ગંધારો. ખરાબ વાસ આવે એવો. છટારી—ગંધારી.
છડચ (ક્રિ.) ખાશ. છડિયા.—ખાઉ. છડિયાતો,—છડિયાતી ખાઉંછું. છડો—ખાઓ. છડને?—ખાઇશ.
છડય (ક્રિ.) મૂક. છડિયાતો, છડિયાતી—મુકુંછું. છડિયાં—મૂકું. છડણુ—મૂકવા. છડને?—મૂકીશ. છડો—મૂકો. છડયો મૂક્યો. છડે—મૂકે.
છડ (ના. પૂ.) તાણ (નદિના પ્રવાહનું જોર.)
છડી (ના. સ્ત્રી.) સોટી. છડિયુ—સોટીઓ (પાતળી લાકડી)
છડો (ના. પૂ.) ફાળકો, સુતરની આંટી.
છડો (ના. પૂ.) એકલો, એકાએક. છડી—એકલી.
છડિયો (ના. પૂ.), ઉતારુ, બેસનારો. છડીઆ—બેસનારાં (ગાડી, વહાણ, આગબોટમાં ચડનારા.)

| | | |
|---|---|---|
| છણી | (ક્રિ.) | પડી, સટકી. છણ્યો—પડયો. |
| છત્તર | (ના. પૂ.) | છત્રી. (વરસાદતથા તડકામાં ઓઢવાની.) |
| છત્તર્ડી | (ના. સ્ત્રી.) | ગાડી ઉપરનો છાંયો. |
| છત્તરડી | (ના. સ્ત્રી.) | છત્રી જેવી દેરી. (કોઇ મરી જાય તેને બાળવાને કે દાટવાને ઠેકાણે નાની દેરી કરે તે.) |
| છનિછર | (ના. પૂ.) | શનિશ્ચર, શનિવાર. |
| છનો | (ના. પૂ.) | માંડવો. (વિવાહનો મંડપ.) |
| છનોડ | (ના. પૂ.) | માંડવો. (છાંયો કરવા માંડવો કરવો તે.) |
| છપી | (ક્રિ.) | ગુમ થઇ. (જેમકે "મૂકે અંગ હુઇ સે "છપી વઇ" મતે ઉધરસ હતી તે મટી ગઇ. અથવા બેસી ગઇ.) |
| છબર | (ના. સ્ત્રી.) | એક જાતનું લીલું ઘાસ, દૂર્વા જેવું થાયછે તે. |
| છલકો | (ના. પૂ.) | કોલેરા. |
| છલ્લી | (ના. સ્ત્રી.) | છોલકી. સાદરીની ગુંથણીની સડલી. છલ્લીયુ—છલકીયુ. |
| છાગર | (ના. સ્ત્રી.) | ઢોર ઉપરેથી ઉતારેલ ચામડું. |
| છાઠ્ઠીઓ | (ના. પૂ.) | જુવાર જેવું ધાન્ય, (છાસઠ દિવસે પાકે તેથી છાઠ્ઠીઓ કહેવાય છે.) |
| છાણાસ | (અ.) | સાબાશ, ધન્ય. |
| છાય | (ના. સ્ત્રી.) | છારા. |
| છારી | (ના. સ્ત્રી.) | ફુગી. (શરીર ઉપર મેલના ડાગ થઇ સફા- યાથી શીળા દેખાય તે.) |
| છાલ | (ના. પૂ.) | છાયલ. (બહુવચનમાં પણ "છાલ" કહે- વાય છે.) |
| છિદરો | (ના. પૂ.) | પારવો. છિદરા—પારવા. છિદરી—પારવી. |
| છિન | (ક્રિ.) | તોડ્ય. છિની—તોડી. છિનિયાં—તોડું. છિ- નિયાંતો—તોડું છું. છિનો—તોડો. |
| છૂ | (ક્રિ.) | અડક્ય. છૂઆં—અડું. છૂઆંતો—અડું છું છૂને ? અડીશ. છૂતો—અડયો. છૂઇ—અડી. |
| છૂડી | (ના. સ્ત્રી.) | સડી, બગડી. |

| | | |
|---|---|---|
| ઝૂપ | (ના. પૂ.) | આભડછેટ, અડવાથી નહાવું પડે તે. |
| ઝીર | (ના પૂ.) | વનસ્પતિનું દૂધ. |
| ઝૂરી | (ના. સ્રી.) | છરી, પાળી. |
| છાંછાડે | (ક્રૃ) | હડબલાવે, હલાવે. |
| ઝાણી | (ક્રૃ) | ચાળી. (હાથથી દાબીને લુગડામાંથી ચાળવું.) |
| છે | (અ.) | પાર, છેડો. |
| છેલ | (ના. પૂ.) | ચોખ્ખો, ચોખ્ખી, ચોખ્ખુ. |
| છેલો | (ના. પૂ.) | નેહેરૂ, નાળુ. |
| છંડો | (ના. પૂ.) | છાંટો. છંઢા—છાંટા |
| ઝંટ્ય | (ક્રિ) | છાંટય, ખખેર છંઢીયા—છાટુ, ખંખેર. છંઢીયાતો—છાંટુછુ—ખખેરૂછુ. છંઢો—છાટો, ખખેરો છંટઇ, છાંટી—ખંખેરી |
| ઝંઢેફાટ | (ના. પૂ.) | છાટા, ફોરાં. |

---

## જ.

| | | |
|---|---|---|
| જન્ય | (ના. સ્રી.) | જાન. વરઘોડો. |
| જમૈયુ | (ના. સ્રી.) | જાણુઓ. (આ શબ્દનું એકવચનમા રૂપ નથી.) |
| જર | (ના. સ્રી) | ઓર. (ગાય ભેંસ વિયાણા પછી ઓર પડે તે.) |
| જર | (ના. સ્રી.) | જળો. |
| જરકલી | (ના. સ્રી.) | ચકલી. જરકલો—ચકલો જરકલીયુ—ચકલીઓ. |
| જાંગડ | (અ.) | ઉન્બેક. અગાઉથી અનામત આપવી તે. |
| જાણુ | (ના. પૂ.) | અજમો. |
| જમાર | (ના. પૂ.) | જન્મારો. જીવતર. |
| જાદ | (ના. સ્રી.) | યાદ, ખબર |
| જાદી | (ના. સ્રી.) | યાદગીરી. (માનતા સબબે માથામા નાની ચોટલી રાખેછે તે એવી મતલબથી કે માનતા ભૂલી જવાય નહિ) |
| જાતર | (ના. સ્રી.) | જાત્રા. મેળો. |

| | | |
|---|---|---|
| જાની | (ના. પુ.) | જાનૈયા, જાનમાં જાનાર. |
| જીત્તેતીત્તે | (અ.) | જ્યાં ત્યાં. |
| જી | (અ.) | જેમ. |
| જભ | (ના. સ્ત્રી.) | જીભ. |
| જિભી | (ના. સ્ત્રી.) | ઉલ. દાતણ કરતી વખતે જીભ ઉપરથી મેલ કાઢવામાં આવે તે. |
| જીયરો | (ક્રિ.) | જીવતો. |
| જૂઆ | (ના. પુ.) | જૂગાર. જૂઆરી—જૂગારી. |
| જૂટા | (ના. પુ.) | ઝોકાં, ઝોલાં (બેઠાં બેઠાં ઊંઘ આવવાથી પડી જવાય તે.) |
| જૂડિ | (ના. સ્ત્રી.) | ઝડી. (ઘણો પવન વાય તે.) |
| જૂડી | (ક્રિ.) | જડી, હાથ આવી. |
| જુડો | (ના. પુ.) | ત્રાંસો જૂડડી—ત્રાંસી. (ઢુંગો અથવા ત્રાંસી આંખવાળો. |
| જુંયરી | (ના. સ્ત્રી.) | ધોંસરી. (ગાડામાં બળદની ખાંધ ઉપર લાકડું મૂકવામાં આવેછે તે.) |
| જુરખી | (ના. સ્ત્રી.) | જુમખી. |
| જેહલ | (ના. સ્ત્રી.) | ગોઠણ. સહીયર. |
| જેણા | (ના. સ્ત્રી.) | જરણા, ધીરજ. |
| જેડા | (વિ.) | જેવો. જેડા-જેવા જેડી—જેવી. જેડો તેડો—જેવો તેવો—જેડી તેડી—જેવી તેવી. |
| જેરો | (ના. પુ.) | આગ. લાહે. |
| જોરી | (ના. સ્ત્રી.) | ઝોળી. |
| જોઓ | (ના. પુ.) | જુવો. જોઆ—જૂવા (એક નાનો જીવડો થાય છે. તે માણસ તથા ઢોરને કરડે છે તે.) |
| જંઘ | (ના. સ્ત્રી.) | જાંગ, સાથળ. જંઘુ—જાંગો. |
| જંધ્ય | (ક્રિ.) | વલોવ્ય. (છાશ ફેરવ.) જંધિયાંતો—વલોણું. જંધિયાં—વલોતું. જંઘો—વલોવો. જંઘણ—વલોવવા. જંઘઇ-વલોવી. |
| જંગ | (ના. પુ.) | તોફાન. બખેડો. |

## ઝ.

| | | |
|---|---|---|
| ઝઝો | (વિ. પૂ.) | ઝાઝું અથવા ઝાઝો. ઝઝા—ઝાઝા. ઝઝી—ઝાઝી. |
| ઝમરપૂંછો | (ના. પૂ.) | બાઉ અથવા હાઉ. (છોકરાંને બીવરાવવા સારૂ કહેવામાં આવેછે તે.) |
| ઝલ | (ના. સ્રી.) | ઓથ. ઝલાણી—રખત. |
| ઝલાણી | (ના. સ્રી.) | થોભાવ, અટકાવ. |
| ઝણઝણીઓ | (ના. પૂ.) | ઝણઝણ વાગે એવો ઘુઘરો. |
| ઝટ | (ના. પૂ.) | ઝાડો. (માંદાને ઝાડો નાંખે તે.) |
| ઝલો | (ના. પૂ.) | રોગ, વિટંબણા. (એને "ઝથા" પણ કહેછે.) |
| ઝાંકડી | (ના. સ્રી.) | ખાતરણી. ઝાંકડીયું—ખાતરણીઓ. |
| ઝારો | (ના. પૂ.) | બોરડીના ઝાડનાં જાળાં. |
| ઝારો | (ના. પૂ.) | ગોખલો. |
| ઝુંઝારો | (ના. પૂ.) | પાવળીઓ; પાળીઓ. (ઝુઝીને એટલે લડીને મરેલો હોય તેનો પથરો બેસાડે છે તે.) |
| ઝુડો | (ના. પૂ.) | ઝુમખો. ઝુડા—ઝુમખા. |
| ઝુપે | (ક્રિ) | મંડે ઝુપો—મંડો. ઝુપ્પો મંઓ. |
| ઝુર | (ક્રિ.) | બાંગ્ય ; ભાગી નાખ્ય. ઝુરિયાંતો—ભાગુંછું. ઝુરિયાં—બાંગું ઝુરો—ભાગો. ઝુરી—બાંગી. ઝુરને બાંગીશ. ઝુર્યો—બાંગ્યો. |
| ઝુલડી | (ના. સ્રી.) | આગલી, જામો. મોટી ઘેરવાળો અંગરખો. |
| ઝેર | (ના. પૂ.) | ભૂકો ચૂરો. (ઝાડોની ઝીણી ઝીણી ડાળો સુકાઇને ખરી પડી હોય તેને "ઝેર" કહેછે.) |
| ઝોતું | (અં.) | ગોથા, શંકા. ઝોત—ગોથું. |
| ઝોપ | (અં.) | બરાબર ઝોપે બરાબર રીતે. |
| ઝંડા | (ના. પૂ.) | બાળમોવાળાં. |
| ઝંન્ડો | (વિ.) | ફૂતવાવાળો ફીતુરી. (જેમકે હી ઝંન્ડો આહુ આય. આ માણસ ફીતુરી છે.) |

## ટ.

| | | |
|---|---|---|
| ટક | (ના. સ્ત્રી.) | ટંક, વેળા. (જેમકે "ગાં હેકરો ટક ખીર દેયતી" ગાય એક ટંક દૂધ દે છે) |
| ટકી | (ના. સ્ત્રી.) | પૂરી. ગોળવાળી. અથવા ગળી પૂરી. ટકીએ-પૂરીએ. |
| ટબ | (ના. પૂ.) | મેણા. (ટુંબા ઉપરથી "ટબ" થએલ છે. કાંઠિઆવાડમાં ટુંબા એટલે મેણાં કહેવાય છે. |
| ટપ | (ના. સ્ત્રી.) | વેળા, મુદ્દત. (મુકી દેવાને પણ "ટપ, ડની" કહેછે એટલે જે કાંઇ બોલવું હોય તેમાંથી વચમાં મુકી દઇ આગળ ચલાવવું તે.) |
| ટર | (ક્રિ.) | ટીંગા. ટરે અથવા ટેરે—ટીંગાય. ટરિયાંતો—ટીંગાઇછું. ટરિયાં—ટીંગાણો ટરો-ટીંગાઓ ટર્યો ટીંગાણો ટરે-ટીંગાણી ટરને ?-ટીંગાઇશ. |
| ટટય | (ના. સ્ત્રી.) | પાદ. (ટટયુ'બહુવચન છે.) |
| ટાંડી | (ના. સ્ત્રી.) | દિવાસળી. |
| ટાંડો | (ના. પૂ.) | દેવતા |
| ટાય | (ના. સ્ત્રી.) | મહેનત; તસ્તી. |
| ટિક | (ના. સ્ત્રી.) | કાચનો તખતો. |
| ટિકો | (ના. પૂ.) | ચાંદલો. ટિકા-ચાંદલા. ટિકી ટિલડી. |
| ટિપ્ | (ના. પૂ.) | વાયદો. |
| ટિપર | (ના. સ્ત્રી.) | મૂંડાવેલું માથું. |
| ટૂકર | (ના. પૂ.) | કડકો, કડકા. ટૂકરી કડકી |
| ટૂંડકા | (ના. પૂ.) | ટુંટીઆં (પગવાળીને સૂવું તે). |
| ટોબી | (ના. સ્ત્રી.) | ડૂબકી. ટોબીયુ'-ડૂબકીઓ. |
| ટોબણ | (ના. સ્ત્રી.) | જળકૂકડી (એ જનાવર પાણીમા ડૂબકી દે છે તેથી તેનું નામ "ટોબણ" પડેલુ છે) |
| ટોડી | (ના. સ્ત્રી) | વાંસની લાકડી. |
| ટોપી | (ના. સ્ત્રી.) | હુક્કાની ચલમ ટોપિયુ'-ચલમો. |
| ટોલ | (ના. પૂ.) | દાગીનો; ઘરેણું. (આ શબ્દ બહુવચનમાં પણ એમજ બોલાયછે.) |

| | | |
|---|---|---|
| ટોલો | (ના. પુ) | જૂ. ટોલા જૂઓ. (એને બહુવચનમા ટોલર પણ કહેછે.) |
| ઠકા | (ના. પૂ) | અવાજ. (આ શબ્દ એક વચનમા પણ એમજ બોલાયછે. જેમકે "ઠકા કુરેજો થીયો" અવાજ શેનો થયો.) |
| ઠક્કર | (ના. પુ) | ઠાકોર. (બીજા દેશોમાં લુવાણા તથા ભાટીઆને ઠક્કર લખાય છે. અને કહેવાય છે. કચ્છમાં રાજાને પણ "ઠક્કર" કહેવાયછે. જેમકે લખોજી ઠક્કર દેવ થયા ) |
| ઠઠ્ઠી | (ના. સ્રી.) | દ્રઢતા (જેમકે "હીનજી ઠઠ્ઠી કેડાં આય." એની દ્રઢતા કયા છે ) |
| ઠા | (ના. પુ.) | ઠેકાણુ. દ્રઢતા. |
| ઠાઉકો | (ના. પુ.) | ખરો, વાજબી. ઠાઉકી ખરી. |
| ઠાંઠ | (ના. પુ.) | મોટો તાસક. |
| ઠાંઠડી | (ના. સ્રી.) | થારડી, નાની થાળી. |
| ઠાંઠારો | (ના. પુ) | વાસણ વેચનારો. |
| ઠીકઠીક | (વિ. અ) | સાધારણ |
| ઠીંડો | (ના પુ.) | વિંધ, કાણું. ઠીંડા-કાણાં. |
| ઠુંઠ | (ના. સ્રી.) | કોણી ઠુંઠુ-કોણીઓ. |
| ઠુંઠ | (ના. પુ) | ઠુંઠું (ઝાડનું થડ હોય અને ડાળો વગેરે બીજો વિસ્તાર ન હોય તેને "ઠુંઠ" કહેછે) |
| ઠેંક | (ના. સ્રી.) | ઠેકડો, ભૂસકો ઠેકલા ભૂસકા |
| ઠેલુડી | (ના સ્રી.) | દડી જાય એટલે રડી જાય એવી પથ્થર કે કાચની ગોળી. |
| ઠોડો | (ના. પુ) | મૂડો. ઠોડ મૂંડ ઠોડી મૂડી. |
| ઠોર | (ના. પુ) | કલ્પના. (જેમકે મૂં મથ્યે એડી ઠોર બાધીાતા કે ? મારી ઉપર એવી કલ્પના બાધી છો કે.) |
| ટોલો. | (ના. પુ.) | ચાચનો જખમ. ચાચથી ટોલવું તે |

## ડ

| | | |
|---|---|---|
| ડખો | (ના. પૂ.) | તકરાર, વાંધો. ઘોંઘાટ. |
| ડબી | (ના. સ્ત્રી.) | ટોપી, ડબીયુ ટોપીઓ. |
| ડબી | (ના. સ્ત્રી.) | ડાબલી. |
| ડને | (ક્રિ.) | દઇશ. |
| ડર | (વિ.) | મૂર્ખ. (કચ્છમાં એ વિષે કહેવાય છે કે મૂર્ખ જો ડર.) |
| ડગરો | (ના. પૂ.) | ડગળું, ગાબડુ. |
| ડલ્લો | (ના. પૂ.) | ડાલું (કુલ્લીના તળીઆનું છાબડું. ડલ્લી. નાનું કોડીઉ.) |
| ડીંગર | (ના. પૂ.) | કોળું. |
| ડાંડર | (ના. પૂ.) | બાજરીનો ચરો. |
| ડાય | (ના. પૂ.) | ડાબો. ડાઇ ડાબી. |
| ડાવ | (વિ.) | ડાહ્યો; ડાહી. (બહુવચનમાં રૂપ બદલાતું નથી) ડાવડીઓ. ડહાપણવાળો. |
| ડારો | (ના. પૂ.) | જાડો લોટ. |
| ડાક | (ના. પૂ.) | ડાકલુ. |
| ડાખડો | (ના. પૂ.) | મહેનત. |
| ડાયખોક | (વિ.) | દરીક. |
| ડાગ | (ના. સ્ત્રી.) | ડાળ. ડાગુ ડાળો, શાખાઓ. |
| ડાયજો | (ના. પૂ.) | કરીઆવર (દીકરીને સાસરે વળાવતાં જે લૂગડાં ઘરેણાં માવિત્ર તરફથી અપાય તે.) એને કોઈ ડાજો, અને કોઇ દેજ પણ કહેછે. |
| ડાણુ | (ના. પૂ.) | માથામાં ગડ ગુમડા થાય તે. (કાઠીયાવાડ વગેરેમાં એને "ઉદરી" કહેછે.) |
| ડાંતરો | (ના. પૂ.) | દાતરડું. ડાંતરી. દાતરડી. |
| ડિયણુ | (ક્રિ.) | દેવા. |
| ડીંધા | (ક્રિ.) | દેશો. |
| ડિયાં | (ક્રિ.) | દણી ડિયાતો દણીછું. |
| ડિયાડો | (ના. પૂ.) | દાડો, ઉત્તર કારજ. |

**ડિયાણી** (અ.) રોજ હમેશાં.
**ડિયારી** (ના. સ્ત્રી.) દિવાળી.
**ડિયો** (ના. પૂ.) કોડીયું. ડિઆં, કોડીયાં. (દિવા કરવાનાં.)
**ડૂંગટી** (ના. સ્ત્રી.) નાની ટૂકી લાકડી.
**ડૂન્ઢ** (ના. પૂ.) ડીંટ (જેમકે "ચિભડાજો ડૂન્ઢ ચાખી ન્યાર" ચીભડાનું ડીંટ ચાખીજો.)
**ડૂતો** (ના. પૂ.) દડીઓ. (પાંનડાનો પાટકો.)
**ડે** (ક્રિ.) દે, અથવા આપ, (આપ શબ્દ કચ્છમાં ઘણું કરી બોલાતો નથી. તેને બદલે. "ડે" બોલાય છે.) ડયો. આપો. ડિયસેં દે. ડેંઓ દયશ.
**ડેકર** (ના. પૂ.) દેડકું (બહુવચનમાં પણ "ડેડર" બોલાય છે.)
**ડેકર** (ના. પૂ.) હાથનો ઉપરનો અરધ ભાગ.
**ડેડા** (ના. પૂ.) જીંડવું. કપાસનું લીલું કાલું. ડેડા કાલા (કપાસના જીંડવા જેવાં ગોળ ફળ. જે વનસ્પતિને થાય તે બધાને "ડેડા કે ડેડા" કહેછે. (જેમકે) ચીભડજો ડેડો ગોળ નાનું ચીભડું.)
**ડેણ** (ના. સ્ત્રી.) ડાકણ.
**ડુવાર** (ના. સ્ત્રી.) મોંદાઇ.
**ડેવરી** (ના. સ્ત્રી.) દેરી, ડેવરો. દેરૂ. ડેવરા દેરા.
**ડેલો** (ના. પૂ.) વડો. (ભાળી લીપેલી ડેલી.)
**ડો** (વિ.) દસ.
**ડોડો** (ના. પૂ.) ડોળો. ડોડા ડોળા (આંખના ડોડા)
**ડોવાઇ** (ના. સ્ત્રી) દોવા જવું. ગાયો બે સો દોવાનો ધ પો.
**ડોવાયો** (ના. પૂ.) દોહોણું દોહોણી. (દોવાનું વાસણ.)
**ડોરા** (ના. પૂ.) ડેરાં, ડેરડાં.
**ડોલો** (ના. પૂ) તાબૂત.
**ડંગ** (ના. પૂ.) ડંખ, ચટકો. (જેમકે વિછીએ ડંગ દીધો.)
**ડંગ** (ના. સ્ત્રી.) ડંખ દેનારી માખી. (મધમાખીના જેવી એક જાતની માખી થાયછે. અને તે મધપૂડા જેવો મોટો પોડો બાંધેછે. તેને કાઠિઆવાડ વગેરેમાં,

ટૉડર કહેછે તે )

ડંતણુ (ના. પૂ.) દાતણુ (બહુવચનમાં રૂપ બદલાતું નથી)

ડંભ (ના. પૂ.) ડાંભ. અથવા ડામ.

ડંધ (ના. પૂ.) દાંત.

ડંધરો (વિ.) મોટા દાંતવાળો.

ડંધારી (ના. સ્રી.) કોદાળી.

---

## ઢ

ઢક (ના. પૂ.) ઢાંકણું, ઢાંકણી. ઢકણુ. ઢાંકણું.

ઢકય (ક્રિ.) ઢાંકય ઢકિયાંતો ઢાંકુછું. ઢાકિયાં ઢાંકું ઢકને ઢાંકીશ.

ઢગો (ના. પૂ.) બળદ. ઢગા. બળદો.

ઢલ (ના. સ્રી.) ઢાળ. કપાસ. (જ્યારે. વાડી તથા ખેત્ર પાકે ત્યારે ઉપજની ઢાળ એટલે અજમાસ કાઢે તે.)

ઢિગ (ના. પૂ.) ઢગલો, ઢગલા. ઢિગી ઢગલી.

ઢીંગલી (ના.સ્રી.) છીનાળ, ઢીંગલો. છીનાળવો, વ્યભિચારી.

ઢીંગલો (ના. પૂ.) પૈસો. (કચ્છી નાણાનો દોઢ દોકડો.)

ઢીંચકો (ના. પૂ.) ઢીંગણો. કદમાં નાનો ઢીંચકી ઢીંગણી

ઢુઠ (ના. સ્રી.) ઘૂટડો. (બહુવચનમાં રૂપમાં ફેરફા થાતો નથી.)

ઢુઇ (ના. સ્રી.) દરિયા કાંઠાના રેતીના ટેકરા.

ઢૂઓ (ના. પૂ.) વાંદળનો જથો.

ઢૂર (ક્રિ.) પેસ, ગર્વ. ઢૂરિયાતો. પેસુંછું. ઢૂરિયાં. પેસું ઢૂરા પેસુ ઢૂર્યો. પેઠો. ઢૂરો પેસો. ઢૂરીઃ પેસી. ઢૂરં-ઘોસ. હું પેસીશ. ઢૂરને ? તું પેશીશ. ઢૂરે. પેઠી.

ઢેકો (ના. પૂ.) નિત્તબ, કુલો. ઢેકા કુલા.

ઢેરી (ના. સ્રી.) દડી સુતરની. શીવવાના દોરાની કાકડી. ઢેરો. મોટો દડો.

ઢોઇ (ક્રિ.) રોકી. ઢોપો. રોકયો. ઢોયાંતો. રોકુંછુ ઢોયાં રોકુ. ઢો–રોકય.

| | | |
|---|---|---|
| **ઠાંપર** | (ના. પુ.) | વણના છોડ-કાપી નાંખ્યા પછી બીજી સાલમાં વરસાદમાં ઉગી નીકળે અને તે મોલ તરીકે રાખવા. તેનું નામ "ઠાંપર" |
| **ઠંડ** | (ના. પુ.) | પાણીથી ભરેલો ખાડો. ખાબોચીયું |

---

## ત

| | | |
|---|---|---|
| **ત** | (અ.) | તો. |
| **તક** | (ના. સ્રી.) | વેળા, વખત. |
| **તક્રડ** | (ના. સ્રી.) | ઉતાવળ. તકડો. ઉતાવળો તક્રડી ઉતાવળી. |
| **તગધ** | (વિ.) | અગાઉથી; ઉપલેક |
| **તડે** | (અ.) | સારે. |
| **તડય** | (ક્રિ.) | મારય. તડી. મારી. તડિયાં મારૂં. તડિયાંતો. મારૂંછું. તડો. મારો. |
| **તક્ષય** | (ક્રિ.) | શેકીને ધાણી કરય (જેમકે જૂલાં તડ્યાં ધાણી ફોડી.) |
| **તપ** | (ના. પુ.) | તાપ. તડકો. |
| **ત્રમે** | (ક્રિ.) | વહે. ઝરે. (કોઇ વાસણમાં વિંધ હોવાથી ટીપું ટીપું પાણી નીકળે તે "ત્રમે તો" વહેછે. એમ કહેવાયછે) |
| **તરપોતો** | (ના. પુ.) | ત્રણ ફાળાઓનો સાથે શિવેલો. તરફાળ. તરપોતી. ત્રણ પોતી. |
| **તરક** | (ના. સ્રી.) | ત્રાક (રેંટીઆની.) |
| **તરખીયું** | (ના. સ્રી.) | છૂંદણાં. તરખી. છૂંદણ. (કાઠીઆવાડમાં એને "ત્રાજવાં" કહેછે.) |
| **તરારદ** | (ના. સ્રી.) | તરવાર. |
| **તરા** | (ના. પુ.) | તળાવ. તરાઇ તલાવડી. |
| **તસ** | (ના. પુ.) | ઝાટલી. આને તસલો પણ કહેછે (લોટ નાંખવાનું માટીનું વાસણ) |
| **તરોટ** | (ના. પુ.) | મુસાફરીની જકાત; માપુ. |
| **તરોટી** | (ના. પુ.) | તરોટ રાખનાર. જકાત લેનાર. |

| | | |
|---|---|---|
| ત્રાકડી | (ના. સ્રી.) | ત્રાજવું, ત્રાકડીયુ ત્રાજવાં. |
| તાંકડ | (ના. પુ.) | લુગડું, લુગડાં. (આ શબ્દ ગરડામાં બોલાયછે.) |
| તાજાણુ | (ના. પુ.) | ચાબકો; ચાબુક (આને "તાજાણો" પણ કહેછે.) |
| તાડો | (ના. પુ.) | આગળાઓ; કમાડ બંધ કરવાનો સંચો. તાડી—આગળી |
| ત્રાહ | (ક્રિ.) | માર્યું. |
| તાંઇ | (અ.) | સુધી. (જેમકે "વાડીતાંઇ અચો" વાડી સુધી આવો.) |
| તાકમ | (ના. પુ.) | ઈલાજ; ઉપાય. |
| તારો | (ના. પુ.) | ર પીંજવાનો લાકડાનો ગુથીરો (મારવાનો.) |
| તાણુસ | (ના. પુ.) | તાણુન. તાણીઓ. |
| તારૂ | (ના. પુ.) | તરિયો, પાણીમાં તરનારો |
| તાડો | (ના. પુ.) | તાળું. તાડા—તાળાં. |
| ત્રાંસ | (ના. પુ.) | તાસક. ત્રાંબા પીતળની કથરોટ. |
| તીં | (અ.) | તેમ. (જેમ "જીં. તીં" જેમ તેમ.) |
| તિડો | (ના. પુ.) | વાંસો, બરડો. તિડા વાસાંનાં હાડકાં. |
| તુરછી | (ના. સ્રી.) | તુલથી. (એક પવિત્ર છોડ.) |
| તુરક | (ના. પુ.) | તુરકી મુસલમાન. |
| તુપ્પખ | (ના. સ્ત્રી.) | વરસાદની તાણના દિવસ. |
| તેં | (અ.) | ઉપર. (જેમ "મેડી તે" મેડી ઉપર.) |
| ત્રે | (વિ.) | ત્રણ. |
| તેડો | (વિ. પુ.) | તેવો. તેડા તેવા. તેડી તેવી. |
| તેંકે | (સ.) | તેને. (કે, બીજી વિભક્તિનો પ્રસય છે.) |
| તેર | (અ.) | ત્યારે. |
| તોકે | (સ.) | તારે. તને. (કે બીજી વિભક્તિનો પ્રસય છે.) |
| તોંગલ | (ના. પુ.) | કુન્ડળ (કાનમાં પહેરવાનાં ચોકડાં.) |
| તોમ | (ના. પુ.) | તુંમડું. તોમા તુંમડાં તોમી તુમડી. |
| તોલીઓ | (ના. પુ.) | હાંલ્લું, હાંલી, તોલીઆ હાંલાં. |
| ત્રૈયાર | (વિ.) | ત્રીજીવાર. |
| તંધ | (ના. પુ.) | તાતણો. તાત |

## થ.

| | | |
|---|---|---|
| થણ | (ના. પૂ.) | આંચળ. થાન. (સ્તન ઉપરથી) બહુ વચનમાં રૂપ બદલાતું નથી. |
| થરો | (ના. પૂ.) | દેવસ્થાનનો ઓટલો. (જેમકે "અહીં જખનો થરો છે.") |
| થરો | (ના. પૂ.) | ઉંટને કાઠા નીચે નાંખવાનો. ઘાસથી, ભરેલો ગાદલો. |
| થથ્થો | (વિ.) | તોતળો. બોલતાં જીભ ઝલાતી હોય એવો. થથ્થી—તોતડી. |
| થથ્થી | (ના. સ્ત્રી.) | શુધ; ભાન. (જેમકે "બોલવાની થથ્થી કયાંછે.") |
| થદધો | (વિ. પૂ.) | ટાઢું. ટાઢો થધિ ટાઢી. (આના બે અર્થ થાયછે. જેમકે "માની થદી આપ" રોટલો ટાઢો છે અને "ઘોડો થધ્ધો આપ." એટલે ધીરો ધીમોછે.) |
| થધો | (ના. પૂ.) | ડામ. થધા ટાઢા, ડામ. |
| થાકેરો | (ના. પૂ.) | થાક, પરિશ્રમ. |
| થાણો | (ના. પૂ.) | ખામણું. કયારો. થામણાં ખામણાં, કયારા |
| થાબો | (ના. પૂ.) | ફાંકું. થાબા ફાંકાં. |
| થી | (ક્રિ.) | થા. (જેમકે "વહેલોથી" ઝટ થા.) થીધો થાશે. થીંધી થાશે. બહુવચનમાં "થીંધીયું" (જેમકે "ગાલીયુ થિધી" વાતો થાશે.) |
| થિએ | (ક્રિ.) | થાય. (જેમકે "કુરાતો થીયે." શું થાયછે.) થિએતો—થિએતી—થાયછે. થિયો—થયો. |
| થૂઓ | (ના. પૂ.) | ઉંટની ખુંધ, ઢેકો. |
| થૂવર | (ના. પૂ.) | થોર. |
| થીન્ડો | (ના. પૂ.) | કાંણું. થીન્ડી નાનું કાણું. |
| થારૂં | (અ.) | થાણું (ખંટીનુ થાણું—કોસનું થાણું.) |
| થેપાડો | (ના. પૂ.) | ધરડી બાઇડીઓને ઘાઘરાને બદલે પહેરવાનું. |
| થેલો | (ના. પૂ.) | કોથળો. થેલા કોથળા. કાંઇ વસ્તુથી ભરેલા. થેલી—કોથળી રૂપિઆથી ભરેલી. |
| થંભ | (ના. પૂ.) | થાંભલો. |

## ધ.*

| | | |
|---|---|---|
| ધજ | (વિ. અ.) | ઊચું (ધ્વજ ઉપરથી) ધજા ઊંચી રહેછે માટે ઉચું, શ્રેષ્ઠ. |
| ધડકી | (ના. સ્ત્રી.) | ગોદડું, ગોદડી. ધડકીયું ગોદડાં. |
| ધડો | (ના. પૂ.) | સરવાળો, ટોટલ. ધડા સરવાળા. |
| ધધ્ધડ | (ના. પૂ.) | આંમલીના કાતરા, આંમલીની શીંગો. |
| ધડો | (ના. પૂ.) | સાંધણ. (કોઇ પ્રવાહી પદાર્થ જોખવા વાસણનો ધડો કરવો તે. |
| ધડો | (ના. પૂ.) | ખેડાતી જમીન. (આ શબ્દ ઘણુંકરી ખત દસ્તાવેજમાં લખાયછે. (જેમકે ચોખ્ખો ધડો વેટાંતર માંડી આપ્યો છે.) |
| ધ્રભ | (ના. પૂ.) | દર્ભ (એક જાતનું ઘાસ.) ફૂશ. |
| ધફ્ફો | (વિ. પૂ.) | જાડો, ધફ્ફો. (કાઠિઆવાડમાં જાડા માણસને "ધફ્ફો" કહેછે. માટે અહિં લખ્યો છે.) ધફ્ફી જાડી. |
| ધંસો | (ના. પૂ.) | ઘી, તેલ ભરવાનું કુલ્લું. ધભા કુલ્લાં. ધભી કુલ્લી. |
| ધરજ | (ક્રિ.) | બ્હી, ડર્. ધરજાંભીઊં, ડરું. ધરજાંતો બીહુંછું, ડરૂછું. ધરજો. બીઓ, ડરો. ધરજી બીની, ડરી. ધરજ્યો. બીનો, ડર્યો. (બીજા પુરૂષ ૧ વચન.) ધરજને ? બીધશ) ડરીશ. ધરજણ બીકણ. |
| ધરગો | (વિ. પૂ.) | ઊંચો, કદમાં મોટો. ધરગા ઉંચા. કદમાં મોટાં. ધરગી ઊંચી કદમાં મોટી. |
| ધરી | (ના. સ્ત્રી.) | ટાંકું (ભીંતમાં કબાટ કરેલું હોય તે.) |
| ધરિયા | (ના. પૂ.) | દરિયો. (દરિયાને બહુવચનમાંજ બોલેછે.) |
| ધલવો | (ના. પૂ.) | બોખ. ધલવા બોખો. (વ્યામડાની પાણી ભરવાની.) |
| ધસ્યો | (ક્રિ.) | પડ્યો. ધસ્યા—પડ્યા. ધસી—પડી. |

*પ્રથમ આવૃત્તિમાં કર્તાએ પોતાની ભાષા ભેદથી "દ"ના શબ્દો દાખલ કર્યા હતા. પણ તે કોપી મુંબઈ ઈલાકાના મહેરબાન ડારેકટર પબ્લીક ઇન્સ્ટ્રકશન્સ સાહેબને જોવા મોકલતાં તેઓ સાહેબે કચ્છમાં "દ"ને ઠેકાણે "ડ" બોલાયછે. એમ સૂચના કરવાથી "દના બધા શબ્દો ડ"માં લીધા છે.

ધ્રા (ના પૂ.) બીક, ડર. (કેટલાક એને નારીજાતિમાં પણ બોલેછે)
ધાં (ના. સ્ત્રી.) રાડય, ફરિયાદ. ધાંઊં ફરિયાદો.
ધાંઇ (ના. પૂ.) ધાન્ય, અનાજ.
ધાગ (ના. સ્ત્રી.) કિમતનું નામ પાડવું. (કોઇ અધીઆરૂં ઢોર ખંડવું હોય ત્યારે "ધાગ" દેવી એમ બોલાયછે.)
ધાંધડો (ના. પૂ.) ધડધડાટ. (કોઈ ધાંધાડો પણ બોલેછે.)
ધાર (વિ.) જૂદો. જૂદી. ધારધાર—જૂદા જૂદા.
ધારૂ (અ.) વિના, વગર. (જેમકે "બીડા ધારૂ હલે નહિં." બીડા વગર ચાલે નહિં.)
ધી (ના. સ્ત્રી.) દીકરી. ધિયરૂ દીકરીઓ.
ધૂ (ક્રિ.) ધો. ધૂતો. ધોયો. ધૂતા-ધોયા. ધૂને? ધોઇશ. ધૂવણુ ધોવા ધૂયાં ધોઊં. ધૂયાંતો ધોઊંછું.
ધૂન (વિ.) શ્રેષ્ઠ, ઉત્તમ. (જેમકે "માલ ધૂન ગન જે" માલ ઉત્તમ લેજે.)
ધૂર (ના. પૂ.) કુંડળ. (કચ્છમાં કાનમાં નાના છોકરા પહેરેછે. વખતે મોટા પણ પહેરેછે. કાઠિઆવાડમાં તેને ચોકડાં કહેછે)
ધ્રૂઇ (ના. સ્ત્રી.) દૂવાઇ, આણ.
ધ્રૂવાર (ના. પૂ.) દરબાર.
ધૂતાવ (ક્રિ.) ફોસલાવ. ધૂતાવો—ફોસલાવો. ધૂતાવી ફોસલાવી. ધૂતાવિયાં ફોસલાવુ. ધૂતાવિયાંતો ફોસલાવું છું.
ધે (ના. પૂ.) ખવીસ. (માથા વગરનો પ્રેત.)
ધેકી (ના. સ્ત્રી.) ઢીંગલી. (નાનાં છોકરા કપડાંની માણસના આકારની પૂતળી કરીને રમેછે તે. ધેકા—ઢીંગલો.
ધેજ (ના. પૂ.) (વાંધો. છોકરાં કોઇ વસ્તુ માટે હઠ લે છે તે.)
ધેડય (ના સ્ત્રી) ખરજ, ખંજવાળ, ચળ.(શરીરમાં ફોલ્લા થયાથી ચળ આવે તે.)
ધેરુયો. (ક્રિ.) એચ્યો, હસરડયો ધેડ્ય હસરડી.
ધિલ્લી (ના. સ્ત્રી.) હુકાની નીચે પાણી જેમાં રહે તે વાસણ.
ધેણું (ના. પૂ.) દૂઝાણું.

ધ્રો (ના. પૂ.) ધરો, પાણીનો મોટો ધૂનો.
ધ્રોંકી (ના. સ્ત્રી.) ધાસ્તી, ફાળ.
ધોબે (ક્રિ.) ધ્રુજે, હલે. ધોબે તો ધ્રુજે છે. હલેછે. ધોબાવ. હલાવ
ધોબાવે, હલાવે.
ધોબો (ના. પૂ.) ચાપવું અથવા–ખોબો.
ધોર્આ (ના. સ્ત્રી.) દૂવા, આશીશ.
ધોર (ના. પૂ.) વિચાર. (ગુજરાતમાં એને "દોર" કહેછે. જેમકે
"મનનો દોર.")
ધંગો (ના. પૂ.) કજીઓ–હુલડ.

---

## ન.

નઉં (વિ. પૂ.) નવો. નવું. નઇ. નવી.
નક્ક (ના. પૂ.) નાક.
નકારો (વિ. પૂ.) નઠારો, નઠારૂં. નકારા. નકારી. નઠારી.
નડો (પુ. ના.) કોકડું (સુતરનું) નડા કોકડાં નાડઇ કોકડી.
નતો,નતા,નતી (અ.) નથી.
નરાનું (ના. પૂ.) નરણો, વગર ખાધેલો.
નવાર (ના. સ્ત્રી.) સુતરની ખાટલામાં ભરવાની પાટી.
નકાં (અ.) નીકર, નહિંતો.
નવાબ (ના. સ્ત્રી.) રાજ્ય, અમલ, (જેમકે "ફલાણાની નવાબ"માં
આવો ચાલ હતો.)
નમરો (ના. પૂ.) સાજો. હુશિઆર.
નાં (ના. પૂ.) નામ, નાલો. નામ.
નાંઇ (અ) નહિં.
નાંઇ (અ.) કુંટી.
નાકો (ના. પૂ.) દરવાજો, નાકું. (બહુવચનમાં "નાકા")
નાઠી (ના. પૂ.) મેમાન, પરોણો. પરોણા.
નાઠીઓ (ના. પૂ.) મીજમાની, મેમાની. (મેમાનને સારૂં ખવરાવવું તે.)
નાનાણું (ના. પૂ.) મોસાળ. માના બાપનું ઘર.
નાનો (ના. પૂ.) માનો બાપ. નાની. માની મા.

ન્યાર (ક્રિ.) જો. (નિહાળ ઉપરથી) ન્યારિયાંતો–જોઊછું. ન્યારિયાં–જોઉં. ન્યારો–જૂઓ. ન્યારે–જોઇ. ન્યારને–જોઇશ. ન્યાણુ–જોવા.

નથ (ના. સ્રી.) નાથ. (બળદના નાકમાં વિંધી દોરી ઘાલવી તે.)

નાય–અથવા ને (ના. સ્રી.) નદિ, નેયુ–નદિયો.

નાર (ના. સ્રી.) નાળ,–તોપ. નાર્યું–તોપો.

નારી (ના. પુ.) માગશર મહિનો.

નાસ (ના. સ્રી.) બાફ. (નસ્ય ઉપરથી.) તાવ ઉતરતો ન હોય ત્યારે "નાસ" લેવાયછે તે.

નીંઘરો (ના. પુ.) છોકરો. નીંઘરા–છોકરા. નીંઘરી–છોકરી. નીંઘરીયુ છોડીયુ

નિડી (ના. સ્રી.) ગળું. નિડીયુ–ગળાં.

નિંઢો (ના. પુ.) નાનો. નિંઢા–નાના. નિંઢી–નાની.

*નિંધર (ના. સ્રી.) હાથગરણું, લેવા દેવાનો વહેવાર. (વિવાહમાં સગાં સાઇ તરફથી જે હાથગરણામાં નાણું અપાય તે.)

નિંડર (ના. સ્રી.) નિદ્રા, ઊંઘ.

નિપટ (અ.) મુદ્દલ બીલકુલ.

નિપોઇ (ક્રિ.) નિંચોવ. (લૂગડાને વળ દઇ પાણી કાઢી નાંખ) નિપોઉયાતો—નીંચોવુછું. નિપોઉયાં—નીંચેવું. નિપોઇો—નીંચોવો. નિંપોડી—નીંચોવી.

નિફ (ના. સ્રી.) ઘસારાથી ફોલ્લો થાય તે

નિમ (ના. પુ.) લીંમડો.

નિમરો (વિ. પુ.) ઠીક, દુરસ્ત. નારીજાતિમાં નિમરી.)

નિમોરી (ના. સ્રી.) લીંમડાની લીંબોળીઓ. નિમોરીયુ—લીંબોળીઓ.

નિરખ (ના. પુ.) ભાવ. (જેમકે હાલ ઘીનો "નિરખ" શું છે)

નિયથ (ના. સ્રી.) દાનત.

નિંચાંઇં (ના. સ્રી.) નિભાડો, કુંભારની ભઠ્ઠી.

---

*કચ્છમાં વિવાહ વખત સગાં સંબંધી હાથગરણામાં મોટી રકમ આપી મદદ કરેછે. તેને "નિંધર" કહેછે. એક આસામીને વિવાહ પ્રસંગે બીજો જણ સો કોરી આપે તેને પાછી પોતાને ઘેર વિવાહ હોય ત્યારે તેટલી કોરી પહેલા પાસેથી જરૂર મળે

| | | |
|---|---|---|
| નિંયાંણો | (ના. પૂ.) | કલોય, દીકરીની સંતતી. નિંયાંણી—દીકરી. |
| નિંયાપો | (ના. પૂ.) | સંદેશો. નિંયાપા—સંદેસા. |
| નિરજો | (વિ. પૂ.) | લાજ વગરનો. નિરજા—લાજ વગરના. નિરજી—લાજ વગરની. |
| નિરજ | (ના. પૂ.) | નિંદ. (ખેતરમાં વાવેલા અનાજ ભેળા કાઢી નાંખવા જેવા બીજા નકામા છોડ, ઘાસ વગેરે હોય તે.) |
| નિરપલો | (વિ. પૂ.) | અટકચાળો. નિરપલી—અટકચાળી. |
| નિરપલાઇ | (ના. સ્ત્રી.) | અટકચાળી ટેવ. |
| નુખ | (ના. સ્ત્રી.) | અટક, ઓડક. (જેમકે ઓઝા, દેસાઇ, દોશી, મહેતા વગેરે નામની પહેલાં લખાય તે.) |
| નેએડ | (ના. પૂ.) | નાળ, પાણીની નીક. (ખોદીને પાણીની નીક કરવી તે. |
| નેકુ | (વિ.) | નક્કી, મજબૂત. |
| નવેંઠ | (ના. સ્ત્રી.) | અભડાય નહિં એવું સર્વેને કામ આવે એવું-રસોડું. (કાઠિઆવાડ વગેરેમાં નવેંણુ કહેવાયછે.) |
| નેંણુ | (ના. સ્ત્રી.) | નેરણી. (નખ ઉતારવાનું હથિયાર.) |
| નેસ | (ના. પૂ.) | નવાણ. (જેમકે ફલાણી "નેસ" ગયછે. "નેસ"માં પાણી નથી વગેરે.) |
| નોં | (ના. સ્ત્રી.) | વહુ વારુ, (દીકરાની વહુ તે સાસુ સસરાની પણ વહુ કહેવાયછે, તેને કચ્છમાં "નોં" કહેછે. જેમકે હીકંજી નોં આય. આ કોની વહુછે.) |
| નાં | (ના. પૂ.) | નખ. (હાથ પગનાં આંગળાંને છેડે નખ હોયછે. તે) |
| નાં | (વિ.) | નવ. (સંખ્યા.) આઠ પછી નવ આવે તે. |
| નોડી | (ના. સ્ત્રી.) | સીંદરી. |
| નોડ | (ના. પૂ.) | સીંદરીનો ઢેરો. |
| નોંતરો | (ના. પૂ.) | નોંતરું, જમવાનું કહેવું તે. |
| નોલો | (વિ. પૂ.) | નવો. નોલી—નવી. (નવલા ઉપરથી નોલો, નોલા, નોલી વગેરે થએલ છે.) ગુજરાત વગેરેમાં ગીત ગાય છે તેમાં નવો, નવા, નવીને નવલો, નવલા, નવલી કરીને બોલેછે. જેમકે "નવલા વેવાઇઓ" કવિતામાં પણ એમ લખવાની છુટછે. |

# પ.

| | | |
|---|---|---|
| **પઇયો** | (ના. પુ.) | પૂણી. પઇયા—પૂણીઓ. (કાંતવા સારૂ રૂની લાંબી પૂણીઓ કરે તે.) |
| **પખ** | (ના. સ્ત્રી.) | પાંખ. પખુ—પાંખો. |
| **પખ્ખ** | (ના. પુ.) | પિંછ, પીંછાં (બહુવચનમાં રૂપ બદલાતું નથી.) |
| **પખાર** | (ના. પુ.) | જૂલાબ, રેચ. |
| **પગર** | (ના. પુ.) | પરસેવો. ઘામ. |
| **પખેડ** | (ક્રિ.) | છુટા છુટા કર, પાથરી દે, પખેડિયાંતો—ફેળુંછું. પખેડિયાં—ફેળું. પખેડો—ફેળો. છુટાછુટા કરો. પખેડી-પાથરીદો. |
| **પગથી** | (ના. સ્ત્રી.) | પગથિયું. |
| **પગર** | (ના. પુ.) | ડુંડામાંથી દાણા કાઢવા તેને ગોળાઇમાં પાળ કરી ગોઠવવું તે. (જેમકે આજ "પગર" નાંખ્યોછે એ-ટલે બીજે ત્રીજે દહાડે બાજરી તૈયાર થશે.) |
| **પકકાઇ** | (ના. સ્ત્રી.) | સેંકડા ઉપર પાંચ વધારે લેવાના ધારાનું નામ. |

**પછોટી** અથવા પિછોટી *(ના. સ્ત્રી.) લંગોટી પછોટો. લંગોટો અથવા* કાછડો.

| | | |
|---|---|---|
| **પટ** | (ના. પુ.) | ભોંય. (જેમકે દાણા "પટમાં" વેરાય નહીં.) |
| **પટ્ટ** | (ના. પુ.) | હીર. રેશમ. |
| **પઠ્ઠ** | (ના. સ્ત્રી.) | બકરીનું મોટું બચ્ચું. પઠુ—બકરીનાં મોટાં બચ્ચાં. |
| **પડંપો** | (ના. પુ.) | ઓથ, આસરો. [ગુજરાતમાં એને વાંસો કહેછે. જેમકે ફલાણાને વાંસો (ઓથ) નથી.] |
| **પત્તો** | (ના. પુ.) | પોસ્ટકાર્ડ (બહુવચનમાં "પત્તા") |
| **પણી** | (ના. સ્ત્રી.) | કીટી. (કપાસમાંથી પીંજતી વખતે કીટી, રજવગેરે નીકળે તે.) |

**પન્જે** અથવા પન્જઇ (સં.) પંડે,

| | | |
|---|---|---|
| **પન્જઉ** | (વિ.) | પાચમો, પાંચમું. પન્જઇ—પાચમી. |
| **પન્ન** | (ના. પુ.) | પાન, પાંદડું, પાંદડાં [બહુવચનમાં રૂપ બદલાતું નથી.] |
| **પનો** | (ના. પુ.) | પાનું એક આખો કાગળ અથવા તા. |
| **પત્તર** | (ના. પુ.) | જવાબ. (જેમકે સામો "પત્તર" દેતો. ગામો જવાબ આપતો નથી.) પત્ર ઉપરથી |

પત્તી (ના. સ્રી.) પાંતી, ભાગ. પત્તીયું–પાંતીઓ.

પતંગ (ના. પૂ.) તણખો, દેવતાનો ઝેર.

પતંગ (ના. પૂ.) એક જાતનું લાકડું.

પપ્પ (ના. સ્રી.) પેપડી. પપ્પુ–પેપડીઓ.

પર્યા (અ.) છેટે, આઘે.

પરિંયેં. (અ.) પરમ દહાડે.

પરવા (ના. સ્રી.) દાત. (રાજાઓ ભાટ ચારણને વિવાહ વીગેરે માં આપેછે તે.)

પરે (અ.) પાર અથવા છેડો.

પરોજણ (ના. પૂ.) ઉત્તર કારજ, દાડો.

પલ્લી (ના. સ્રી.) ઓરડીનાં પાંદડાં (કાઠીઆવાડમાં પાશે કહેછે.)

પસમાઇ (ના. સ્રી.) ખુમાસ. (જેમકે હી લુગડે જી પસમાઇ કેડી આય આ લુગડાની ખુમાસ કેવી છે.)

પસમ (ના. પૂ.) ઉન. (ઉનના વેપારને પસમનો વેપાર કહેછે.)

પીં (ક્રિ) પડું. પીવાંતો–પડતું. પિયાં–પડું. પે–પડો. પૈ–પડી. તું પીંને ? પડીશ. આંઊંપોંઘેસ—હું પડીશ.

પાઇ (ના. સ્રી.) ફાંસી, ગળાફાંસો.

પાંકે (સ.) આપણને."કે" બીજી વિભક્તિનો પ્રત્યય છે.

પાગ અથવા પાઘ (ના. સ્રી.) પાઘડી. પાગુ–પાઘડીઓ.

પાથ (ના. પૂ.) પરુ. ગુમડામાંથી પીળો રોસ નીકળે તે.

પાંચાડો (ના. પૂ.) પાય પાંચ ગાઉ દુરનાં ગામોનો એકંદર જથો.

પાછિયા (ના. પૂ.) ટાંગા. પાછલા પગ.

પ્રાજો (ના. પૂ.) ૨૪ વિઘાનુ ભરપ. (બહુ વચનમાં પ્રાન્ત.)

પાંઢીઓ અથવા પાંડીઓ (ના. પૂ.) કોટવાળ. (ઘણેક ઠેકાણે દરેક ગામ દીઠ એક એક માણસ દરબારી સરકારી મેમાનોને ગાદલાં, ગોદડાં, ચરાચાર વગેરે ગામમાંથી લાવી આપવા માણસ રાખેલો હોયછે તેને કોટવાળ કહેછે. કચ્છમાં "પાંડીઆ" નું પણ એવુંજ કામ હોયછે તેથી તેનો અર્થ–"કોટવાળ" લખ્યો છે.)

| | | |
|---|---|---|
| • પાટવી | (ના. સ્ત્રી.) | પાલી. (અનાજ માપવાનું ભરપ) કોઇ કોઇ ઠેકાણે એને "પાટી" પણ કહેછે.) |
| પાડય | (ના. સ્ત્રી.) | મૂળ. પાડયુ—મૂળીયાં (ઝાડપાલાનાં મૂળ.) |
| પાડ | (ના. પૂ.) | ભાવ, મૂલ. |
| પાડો | (ના. પૂ.) | પારોશ. (આસપાસ રહેનાર.) |
| પાઢય | (ક્રિ) | દોર્ય. (હાથે ઝાલીને ચલાવ.) પાઢવું-દોરવું. પાઢિયાં-દોરૂં. પાઢિયાતો-દોરૂછું. તું પાઢને! તું દોરીશ . આંઉ પાંઢવોસ-હું દોરીશ. પાઢો-દોરો. પાઢે-દોરી. |
| પાણ | (સ.) | આપણ, આપણે. |
| પાણ | (ના. પૂ.) | પહાણો, પથ્થરો. |
| પાતર | (ના. પૂ.) | માટીની કથરોટ. |
| પ્રાત | (ના. સ્ત્રી.) | સિલિક (ખર્ચતાં હાથમાં બાકી રહેલું નાણું.) |
| પાંપરો | (ના. પૂ.) | પંપાળ, ફોકટની તસ્તી. |
| પલમો | (ના. પૂ.) | વિચાર, મનસૂબો. |
| પામ | (ના. સ્ત્રી.) | ખરજ. ચલ્ય (શરીરમાં ખરજ થાય તે.) |
| પાયો | (ના. પૂ.) | પૈડું. પાયા—પૈડાં. |
| પારીસો | (ના. પૂ.) | પીરસણું. પારીસા-પીરસણાં. |
| પારેલો | (ના. પૂ.) | પારેવું, કબૂતર. પારેલા-કબૂતરો. પારેલી-કબૂતરની માદા. |
| પારેલો | (ના. પૂ.) | ધાતુ ગાળવા માટે ફૂંક મારવા એક વાસણ કરેલું હોયછે જે તપાવવાથી તેમાંથી ફૂંક નીકળે છે તે. |
| પારો | (ના. પૂ.) | ગોસીઆના ધાટનો લોટીઓ. |
| પાર્ય | (ના. સ્ત્રી) | માંટીનો નાનો ધાડવો. |
| પાવ | (ના. પૂ.) | પાયો. (ભોંયમાં ખોદી તેમાંથી ચણતર શરૂ કરવું તે.) |
| પાલો | (ના. પૂ.) | જથ્થો. (માલનો ઢગલો પડયો હોય તે.) અથવા કેરી પકવવા નાખી હોય તેને પલો કહેછે. |
| • પાસવાણ | (વિ) | પાસે બેસનાર, સોબતી. |

| | | |
|---|---|---|
| પાલ | (ના. પુ.) | ગુણપાટનું ખીજાનું |
| પાલખી | (ના. સ્ત્રી) | પલોંઠી (જેમકે "પાલખી" વાળીને બેસ.) |
| પાવડી | (ના. સ્ત્રી). | તળાવ વગેરેનો કાંઠો બાંધી તેમાં ઉતરવા સારૂ પગથિયા મૂકયા હોય તે. પાવડા—પગથિયા. |
| પ્યારા | (ના. પુ.) | બાપ. |
| પીંગોડ઼ા | (ના. પુ) | પારણું, ઘોડીયું, પીંગોડા-પારણાં. |
| પીંખ્ય | (ક્રિ.) | છૂટો કર (જેમકે રૂ પીંખ્ય) પીંખો-છૂટો કરો. પીંખિયાં-છૂટો કરૂં. પીંખીયાતો-છૂટો કરૂંછુ. પીંખે-છૂટી કરી. |
| પિંજણ | (ના. સ્ત્રી.) | કપાસ પીંજવાનું યંત્ર. |
| પિટ્ટ | (ક્રિ.) | મારવું પીટો-મારો. પીટીયાંતો-મારૂછું. પીટીયાં-મારૂં. તું પીટને ? તું મારીશ. પીટે—મારી. |
| પીંટણ | (કૃ) | કૂટવા, છાજીયા કરવા. |
| પીટીયાંસ | (વિ.) | પીટયા. (બાઇડીઓ છોકરાંને "પીટયા, રોયા" કહેછે તેને કચ્છમાં "પીટિયાંસ" કહેછે ) |
| પીંઢ | (અ.) | પંડે, પોતે. (જેમકે "આઉ પીંઢ કંધોસ" હું પંડે કરીશ ) |
| પિત્રકારો | (ના. પુ.) | માકરકોળ (બહુવચનમા પીત્રકારા ) |
| પિન્ય | (ક્રિ ) | ભીખ માગ્ય. પીની-ભીખ માગી. પીન્યો—ભીખ માગો. પિન્યા-ભીખ માગું. પીન્યાતો-ભીખ માગુ છુ. પીનણુ—ભીખમાગવા. પીનણુ-ભીખ માગવી. |
| પીતાઇ ગાજર | (ના. પુ.) | પીતાળુ ગાજર. |
| પીનો | (ના. પુ.) | નક્કર, પોલુ નહિ તે. પીની—પોલી |
| પીઓ | (ક્રિ ) | પીશુ |
| પીય | (ક્રિ ) | દળય. (લોટ કર) પીયા-દળુ. પીયાતો-દળુ છું. પીયાતી-દળુછુ. પીઠો-દળ્યો. તુ પીને ?-દળીશ. આઇ પાધા-તમે દળશો આઉ પીધોસ-હું દળીશ. પીયો-દળો |
| પીયણું | (ના. પુ.) | દળણુ. પીયણુ-દળવા. |

| | | |
|---|---|---|
| પીચો | (ના. પૂ) | પશું (કોસ ખેડે ત્યારે બળદો જે જગ્યાએ ચાલે તે જગાનું નામ.) |
| પીસ્તી | (ના. સ્ત્રી) | લાવરી કૂતરી (કદમાં ઘણાં નાનાં કૂતરાં હોયતે.) |
| ચીપરી | (ના. સ્રી.) | લીંડી પીંપર. |
| પીંપરી | (ના. સ્રી.) | પીંપરનું ઝાડ. |
| પિપ્પર | (ના. પૂ.) | પીંપળો, પીપળાનું ઝાડ. |
| પૂઆ | (અ.) | પછી. (જેમકે ચૈત્ર "પૂઆ" વઇશાક.) |
| પૂજ | (ક્રિ) | પહોંચ્ય, અથવા પુગ્ય. પૂજે–પહોંચે, પૂગે. પૂજાં–પહોંચું, પુગું. પૂજને? પહોંચીશ, પૂગીશ. પૂજે–પૂગી, પહોંચી. પૂજણુ–પહોંચવા, પૂગવા. પૂજિયાંતો—પહોંચુંછું. |
| પૂડિયો | (ના. પૂ.) | કવર. |
| પૂઠા | (ના. પૂ.) | પીઠ, વાંસો. (એક વચનમાં પૂઠો.) |
| પૂઠિયા | (અ.) | પાછળ, વાંસે. |
| પૂણી | (ના. સ્રી.) | પૂરી. પૂણિયું–પૂણ્યું. |
| પૂત્ર | (ના. પૂ) | દીકરો. (દીકરાને કોનો દીકરો કે છોકરો એમ ન બોલતાં. "પૂત્ર" જ બોલેછે. તેથી આ શબ્દ દીકરાને બદલે સાધારણ બોલાય છે માટે લખ્યોછે.) |
| પૂંભડો | (ના. પૂ.) | બચોળિયું. (બિલાડીનું બચ્ચું) પૂંભડા–બચોળિયાં. |
| પૂરે | (ના. પૂ) | માપોડું, માથાપૂર (પૂરૂષ જેટલું તેથી "પૂરે") પાણી નદી કૂવામાં હોય ત્યારે કહેવાળ કે કેટલો પાણીછે. તેના જવાબમાં એક પૂરે, બે પૂરે એમ કહેછે. |
| પે | (ના. પૂ) | બાપ, પિતા. |
| પેચ્ચો | (ના. પૂ) | ચીપડો. (આંખોમાંથી છોકરાંને ધોળો રસો જેવો બિગાડ નીકળેછે તે) પેચ્ચા–ચીપડા. |
| પેજુ | (ના. પૂ) | પાજુ. (નવા લૂગડાને વણકર અનાજનો આર દેછે તે) |

| | | |
|---|---|---|
| પેણ્ય | (ક્રિ.) | પરણ્ય. પેણ્યો—પરણ્યો. પેયણી–પરણી. પેણ્ય• ને–પરણીશ. |
| પેણી | (ના. સ્ત્રી.) | તવી. પેણો—તવો. (તળવાનું કડાવાળું વાસણ). |
| પેએડ | (ના. સ્ત્રી.) | નાનો અને કાંઇક પીળાશપર ઝેર (સાપ) થાયછે તે. એને "પેરોટીઓ" પણ કહેછે. |
| પેડી | (ના. સ્ત્રી.) | નિવેદ. (આજ માતાની પેડી કરીછે) |
| પેનોત | (ના. પૂ.) | ભીખ માગીને રહે એવી એક ભટકતી જાત. |
| પોં | (ના. સ્ત્રી.) | બકરી. પોંયુ–બકરીયુ. |
| પો | (ના. પૂ.) | પોદલો. (બહુવચનમાં પણ એમજ બોલાયછે) |
| પોઇ | (ક્રિ.) | શેકી. પોયાંતો–શેકુંછું. પોયાં–શેકું. પોને ? શેકીશ. |
| પોખ | (ક્રિ.) | વાવ્ય. પોખિયાં—વાવું. પોખિયાંતો–વાવુંછું. પોખો–વાવો. પોખને ? વાવીશ. પોખંઘીસ— વાવીશ. પોખૈ—વાવી. પોખણુ–વાવવા. |
| પોખ્ય | (ના. સ્ત્રી.) | વાવણી. |
| પોચો | (વિ.) | પોલો. પોચા–પોલા. પોચી–પોલી. |
| પોતમારો | (સ.) | પોતાની મેળે. (નારીજાતિમાં પોતમાડી.) |
| પોય | (ક્રિ.) | પડ. પો–પડો. પોંઘીસ—પડીશ. તુ પોને ? પડીશ. પીયાં–પડું. પાયાતો–પડું છું. પઇ–પડી. પીયો–પડયો. |
| પોપૈયા | (ના. પૂ.) | રેતીના પોપડા, ઢેફા. |
| પોથ | (અ.) | પછી, પછીથી, પાછળથી. |
| પોયરો | (ના. પૂ.) | મહેનત, તસ્તી, તરખડ. (હરકોઇ કામમાં મહે• નત પડે તેનું નામ "પોયરો") |
| પોલડો | (ના. પૂ.) | લીંડું. પોલડાં–લીંડાં. પોલડી—લીંડી. (ઘોડા ગધેડા ઉંટ વગેરેના મળને પોલડા કહેછે. અને બકરાની લીંડીને "પોલડી" કહેછે.) સૂકો મળ. પોલડીયું–લીંડીઓ. |
| પ્રોલી | (ના. સ્ત્રી.) | સમસ્યા. પ્રોલીયું–સમસ્યાઓ. |
| પોપાવડા | (ના. પૂ.) | પલાળીને ફુલેલા દાણા. પોપાએલા દાણા. |

| | | |
|---|---|---|
| પંજ | (વિ.) | પાંચ. |
| પંજા | (વિ.) | પચારા. |
| *પંજા | (ના. પૂ.) | એક જાતના વાણિયા. |
| પંજરો | (ના. પૂ.) | પાંજરૂં. પંજરા-પાંજરાં. |
| પંજેસણ | (ના. પૂ.) | પચુસણ. જૈનના તહેવારનો દિવસ. |
| પંચિયો | (ના. પૂ.) | ફાળીયું. પંચિયા-ફાળીયાં. |
| પંડરૂ | (ના. પૂ.) | વૃદ્ધિ સૂતક. |
| પંધ | (ના. પૂ.) | પંથ. પગે ચાલવું તે. |

## ફ.

| | | |
|---|---|---|
| ફગાવ | (ક્રિ.) | નાંખ. (ગુજરાતીમાં આ શબ્દનો અર્થ "ધાકર" એવો થાયછે. પણ કચ્છમાં "નાંખવું" એમ થાયછે. જેમકે મારે ઘેર બાજરી ફગાવી જાજે. આ કચરો બધો બહાર ફગાવો વગેરે.) ફગાવો-નાંખો. ફગાવિયાં-નાંખું. ફગાવિયાતો-નાખું છું. ફગાવને? નાંખીશ. ફગાવી-નાંખી. |
| ફરો | (ના. પૂ.) | ખજૂરીનું પાંદડું. ફરા—ખજૂરીનાં પાંદડાં. |
| ફણી | (ના. સ્ત્રી.) | કાંચકી (વાળ ઓળવાની) ફણિયુ-કાંચકીઓ. |
| ફસ્યો | (ક્રિ.) | ફૂટયો. ફસૈ-ફૂટી. ફિસંધો—ફૂટશે. |
| ફાંટ | (ના. સ્ત્રી.) | પોટકી, ગાસડી. ફાંટું—પોટકીઓ, ગાસડીઓ. |
| ફાડય | (ક્રિ.) | ચીર્ય. ફાડયો-ચીર્યો. ફાડો—ચીરો. |
| ફિટાવ | (ક્રિ.) | બગાડય. ફીટાવિયાં-બગાડું. ફીટાવીયાંતો—બગાડું છું. ફીટાવો—બગાડો. ફીટી—બગડી. ફીટયો—બગડયો. ફીટાઉ-બગાડનાર. |
| ફિડો | (વિ. પૂ.) | વાંકો, ત્રાંસો. ફિડી—વાંકી, ત્રાંસી. |
| ફિફી | (ના. સ્ત્રી.) | ઝીણી ચાળેલી ધુળ. |
| ફૂટી | (ના. સ્ત્રી.) | એક ખુલાસાથી કપાસ નીકળે તે. ફૂટિયુ-કપાસ. |

*પચારા ઘરની ટોળી ઉપરથી "પંજ" નામ પડેલું હશે. તેનામાં ઘર ઘરણાનો ચાલ હોવાથી વાણિઆની નાતથી જૂદા પડેલાછે.

| | | |
|---|---|---|
| ફૂલ્લો | (ના. પુ) | ધાણી (અનાજ શેકવાથી ફૂટે તે) આ શબ્દ બહુ વચનમાંજ બોલાયછે |
| ફેરવો | (ના પુ) | વેદ ફેરવા—ઘણા વેદ. (સોના રૂપાના આગળીમા વેદ પહેરેતે) |
| ફેલ | (ના સ્રી.) | ફાકડુ (જેમકે સુતરની ફેલ) |
| ફોશીલો | (ના. પુ) | ફોશનો ફોશીતા—ફોશના-આને ફોશીડા પણ કહેછે. |
| ફૂરે | (ક્રિ) | લૂંટે ફુરેતો—લૂંટછે. ફોરીયા-લૂંટુ ફોરાઇ-લૂંટાણી—ફૂરૈ લૂંટી. ફૂરને-લૂંટીશ. |
| ફૂંગડ | (ના. સ્રી) | બાહ્ય, બાવડુ બાવડા (બે હાથ) |
| ફૂંજક | (ના. સ્રી) | આવરણ, વિક્ષેપ |

## બ.

| | | |
|---|---|---|
| બ | (વિ) | બે |
| બજાણીઓ | (ના પુ.) | વાસ ઉપર ચડી રમત કરનારો |
| બમોઈ | (ના. સ્રી) | બે મોઢાવાળો સાપ (આ સાપને પૂછડી હોતી નથી પણ બને તરફ મોઢા હોયછે] |
| બરો | (ના. પુ.) | તાવ, જવર, (થોડો તાવ હોય ત્યારે ઝીણી બરી કહેછે) |
| બખ | (ના. સ્રી) | બાથ. બખોબખ—બાથોબાથ. (જેમકે મને ફલાણે "બખ" નાખી) |
| બાંકોડા | (ના પુ) | માથેથી વાળી વળેલી લાકડી |
| બાંક અથવા બાંકડો (ના. પુ) | | ચેન્ચ |
| બાટ | (ના પુ) | જાડા લોટનો શીરો |
| બાંબલ | (ના પુ.) | બાપજી (ગુજરાત કાઠિઆવાડમા ઘરડાને રૂવેછે ત્યારે "વોયરે બાપજીને વોય" કરીને કૂટેછે અને કચ્છમા તેને "બાબલ" કરીને રૂવેછે |
| બારાન્સ | (ના. પુ) | કપૂર |
| બાલાંસ | (ના સ્રી.) | બાકી રહેતી સિલીક (આ શબ્દ અંગ્રેજી છે પણ કેટલાક સાધારણ રીતે બોલેછે તેથી લખ્યો છે) |

બાળધી (ના. સ્ત્રી) કંતાનની બોખ, લોઢાનો ડોળ.

બિયો (વિ. પૂ) બીજો બીયા—બીજા. બીઇ—બીજી. બિયાર—બીજી વાર. બિયુ—બીજીઓ

બીટ્ટી (ના. સ્ત્રી.) બેવડી. બીટ્ટા—બેવડા.

બિરોલી (ના. સ્ત્રી.) ફોલ્લી, નાના ફોલ્લા. (બહુવચનમાં બિરોલીયુ)

બીડીયો (ના. પૂ) ગુંદીયું. (કાગળ બીડવાનો ગુંદર જેમાં હોય તે વાસણ.)

બુઆર (ના. પૂ) પૂંજો, કચરો.

બૂઆરી (ના. સ્ત્રી.) સાવરણી. બૂઆરીયુ—સાવરણીઓ.

બૂજકો (ના. પૂ.) બચકો, પોટકું. બૂજકી—બચકી (લુગડાંની પોટકી)

બૂજે (ક્રિ) આવડે. બૂજાતો—આવડે છે. બુજાંતી—આવડે છે. બુજાં–જાણું, આવડે. બુજો.–જાણો. બુજને ? જાણીશ.

બુટો (ના. સ્ત્રી.) નાની કુલ્લી. (માંટીની કુલ્લી.)

બુથ (ના. પૂ.) મોઢું, ડાચું. બુથુ—મોઢાં, ડાચાં.

બૂરી (ના. સ્ત્રી.) બાજરીના ડુંડામાંથી દાણા કાઢતાં ફુસાં રહે તે.

બુ (ના. પૂ) થુલું (ડુંડામાં દાણા આવતાં પહેલાં તેની આસપાસ વળગેલાં ઝીણું ફોતરાં.)

બુટ (ના. પૂ.) ચડીયાં. છોડની જડ. (બૂટુ બહુવચન.)

બુર (ના. પૂ.) મોર. આંબા ગુંદા વગેરેનાં ફૂલો.

બેગાર (ના. સ્ત્રી.) વેઠ. મફત કામ કરવું તે.

બેર (ના. સ્ત્રી.) બોર. બોરનાં ઝાડને પણ "બેર" કહેછે.

બોક (ના. સ્ત્રી) બોબો, પસલી.

બોખો (ના. પૂ) અડવો, ટકગો. બોખી—અડવી.

બોગરી (ના. સ્ત્રી.) સાવરણી. બોગરીયુ—સાવરણીઓ.

બોડો (ના. પૂ.) બહેરો. બોડા—બહેરા. બોડી—બહેરી.

બોઢો (ના. પૂ) બૂઢો, ઘરડો.

બોય (વિ.) બેઉ.

બોરો (વિ. પૂ) બહોળો. (જાડો) બોરી—બહોળા.

| | | |
|---|---|---|
| બંગલો | (ના. પુ.) | કેદખાનું. (કચ્છમાં કેદખાનાને બંગલોજ કહેછે. જેમકે "તું બંગલે પોંધો." તું કેદખાનામાં પડીશ.) |
| બંભ | (ના. પુ.) | બારણું, બારણાં. |

## ભ.

| | | |
|---|---|---|
| *ભખિયો | (ના. પુ.) | ખાતાં કોઇની નજર લાગવાથી પેટમાં દુખે તે. |
| ભક | (ના. સ્ત્રી.) | બકવાદ. |
| ભગાડ | (ના. પુ.) | વરૂ, નહાર. |
| ભચા | (ના. પુ.) | બચાવ, ભચ્યો-બચ્યો. ભચઇ-બચી. |
| ભજર | (ના. સ્ત્રી.) | બજર, તમાકુ. |
| ભજ્ય | (ક્રિ.) | ભાગ (ભાગીજા) ભજાંતો-ભજાંતી-ભાગુંછું. ભજાં-ભાગું. ભજે—ભાગો. ભજી—ભાંગી. ભજને-ભાગીશ. |
| ભટકે | (ક્રિ.) | તરડાય, ફાટે. ભટકી-તરડાઇ, ફાટી. ભટકયો-તરડાઇ ગયો, ફાટયો. |
| ભટાકા | (ના. પુ.) | બટાટા. (એક વચનમાં બોલાતો નથી.) |
| ભઠય | (ના. સ્ત્રી.) | ચરક, હગાર. (સુઆનો) ભઠયુ—ચરકનું બહુવચન. (પક્ષિઓની હગાર.) |
| ભઠ્ઠો | (ના. પુ.) | બાઠું,ચાઠું. ભઠ્ઠા-ચાઠાં. (શુમડાનાં ચાઠાં પડે તે.) |
| ભત્ત | (ના. પુ.) | ભાત, રાંધેલા ચોખા. |
| ભતાર | (ના. પુ.) | ખેતરમાં ખાવા ભાતું લઇ જવું તે. |
| ભધક | (ના. સ્ત્રી.) | લોટવો, માટીની પાણી ભરવાની કુંપી. |
| ભધુલ | (ના. સ્ત્રી.) | કાચની ગોળી, લખોટી. |
| ભધ | (ના. સ્ત્રી.) | બદ, આળ અથવા તોહોમત. |
| ભભુ | (ના. પુ.) | આતસબાજીમાં દારૂના દાડમ ફોડેછે તે. |

*કોઈના પેટમાં દુઃખ થાય અથવા વાયુ જણાય તો કહેછે કે ભખિયો પડયો છે એટલે ખાતાં કોઈની નજર પડી છે પછી તે મટાડવા ભખિયાનો હાથ ફેરવનાર પાસે પેટ ઉપર હાથ ફેરવરાવે છે. આ વહેમ આખા કચ્છમાં જોવામાં આવેછે

| | | |
|---|---|---|
| ભભુલો | (ના. પૂ.) | નાની માંટીની કુલ્લી. |
| ભમરકોર | (ના. પૂ.) | ભમર ગરીઓ. |
| ભરા | (અ.) | તરફ, બાજુ. (જેમકે "હિનભરા" આ તરફ.) |
| ભરી | (ના. સ્રી.) | ભરોટું, ભારો, ફાંટ. |
| ભરાભર | (અ ) | બરાબર. |
| ભર્યો | (ના. પૂ.) | વાસ્તુ. (નવા ઘરમાં રહેવા અગાઉ વિધિ પૂર્વક ક્રિયા કરી બ્રહ્મભોજન કરાવેછે તે.) |
| ભલા | (અ.) | ઠીક, વારૂ. |
| ભલ્લા | (ના. સ્રી.) | બલ્લા. |
| ભવ | (ના. પૂ.) | મજા. |
| ભવાડો | (ના. પૂ.) | ફજેતી. (બહુવચનમાં બવાડા.) |
| ભા | (ના. પૂ.) | બાઇ. |
| ભાંખ | (ના. સ્રી.) | પ્રાગડ. (પરોડીએ જરા ઉજાસ થાય તે.) |
| ભાગુ | (ના. સ્રી.) | મગર. (નદિ તળાવમાં નાની મગર થાય તે.) |
| ભાઠો | (ના. પૂ.) | ચોરનો સોટો. બાહા–સોટા. |
| ભાણુ | (ના. સ્રી.) | ધારી. (ચોટલી ફરતી વાળની વાડ કાતરીને કરેછે તે.) |
| ભાત્રિયો | (ના. પૂ ) | ભત્રિજો. ભાત્રઇ–ભત્રીજી. |
| ભાનારં | (ક્રિ.) | ભંડારવું. (વરસાદ આવ્યા પહેલાં કોરી જમીનમાં ખેડીને બીજ ભંડારવું તેને 'ભાનાર' કહેછે.) |

ભાની અથવા ભાનઇ (ના. સ્રી.) હજામ, વાળંદની કોથળી.

| | | |
|---|---|---|
| ભાભી | (ના. સ્રી.) | મા, જનેતા. (માને બાભી કહેછે. તેમજ ભાઇની વહુને પણ ભાભી કહેછે.) |
| *ભાવ | (ના. પૂ ) | ભજન, કિર્તનનો મેળાવડો. |
| ભાસે | (ક્રિ.) | દિસે. જણાય. ભાસી–જણાઇ. ભાસ્યો–જણાયો. (આનો અર્થ પસંદ આવે એમ પણ થાયછે.) |

*કોઇને ત્યાં રાતે કિર્તન કરવાનો મેળાવડો થાય તેને "ભાવ" કહેછે. જેમકે અર્જુન કૃષ્ણને વેર ભાવ છે. ભાવ કરવાની માનતા પણ લેવાયછે.

| | | |
|---|---|---|
| ભીંગારો | (ના. પુ) | ભમરો. ભીંગારી—ભમરી. |
| ભીંજણ | (ના. સ્ત્રી) | ભમર. (આંખ ઉપરની કમાન.) |
| ભાણ | (ના. પુ.) | ભાણાં, થાળીઓ. (જેમકે 'ભાણુ' પીરસાણાં.) |
| ભિલ્લો | (ના. પુ.) | બાજત. ભિલ્લા—બાજતો. |
| ભિસીયાર | (અ) | બહુ. |
| ભૂઇ | (ના. પુ.) | ઘરડો શિયાળ. |
| ભૂક્કી | (ના. સ્ત્રી.) | પગની પીંડી. ભૂક્કિયું (બહુવચન,) |
| ભૂંગી | (ના. સ્ત્રી.) | ઝુંપડી. પર્ણકૂટી. ભૂંગો, ભૂંગા— ઝુંપડું, ઝુંપડાં. |
| ભૂછડો | (વિ) | ભૂંડો. ભૂંછડી—ભૂંડી. (આને ઉતાવળથી ગામડામાં "ભૂચ્છો, ભૂચ્છી" કહેછે. |
| ભૂતડા | (ના. પુ.) | મગફળી, શીંગ. (ભોંયની અંદર થાય માટે "ભૂતળાં") |
| ભૂવા | (ના. પુ) | પાણી, ભૂ. (નાનાં છોકરાં પાણીને ભૂ કહેછે તે.) |
| ભૂજ્ભો | (ના. પુ.) | સ્તન, ધાઇ. (બહુવચનમાં "ભૂજ્ભા") |
| ભૂષા | (ના. સ્ત્રી) | મડમ. (ઈંગ્રેજ લોકની સ્ત્રી.) |
| ભૂડભૂડાયો | (ના. પુ) | પાણીનો પરપોટો અથવા ફરફોટો. |
| ભે | (અ.) | હા. |
| ભેગે | (ક્રિ.) | કવરાવે, કાયર કરે. ભેગેતો, ભેગેતી—કવરાવેછે. ભેગિયાં—કવરાવ્યું. ભેગો—કવરાવો. |
| ભેગ | (ના. પુ) | વજેભાગ. ભેગેતી—વજેભાગ લેવાય એવી. ભેગેતો—વજેભાગ લેવાય એવું. |
| ભેટો | (ના. પુ) | મકાઇનો ડોડો. ભેટા—ડોડા. |
| ભેથો | (ના. પુ) | ચોટલો, ચોટલી. |
| ભેધલો | (ના. પુ) | પતંગ, પતાઇ. કાગડીઓ, (ઉનાળામાં કાગળની પતાઇ કરી ઉડાડે તે.) |
| ભેપો | (ના. પુ) | ભરવાડ. (બહુવચનમાં ભેપા) |
| ભેરીસુંગ | (ના. પુ) | ભોયસીંગ, મગફળી. |
| ભંગ | (ના. સ્ત્રી.) | ભાંગ, (લીલાગર, અથવા માજમ |

## મ.

| | | |
|---|---|---|
| મ | (અ.) | માં, ના. |
| મક્કડ | (ના. પુ.) | તીડ. (બહુવચનમાં રૂપ બદલાતું નથી.] |
| મઉિવર | (ના. સ્ત્રી.) | મોરલી. સાપની પાસે વગાડેછે તે. |
| મખ | (ના. સ્ત્રી.) | માંખી. (બહુવચનમાં રૂપ બદલાતું નથી.) |
| મખ્ય | (ક્રિ.) | ચોપડય. મખાં—ચોપડું. મખિયાંતો-ચોપડુંછું. મખો—ચોપડો. મખી-ચોપડી. (આઉં મખ્યોસ-હું ચોપડીશ. તું મખને? તું ચોપડીશ?) |
| મચ | (ના. પુ.) | ભડકો. (છેટેથી તાપનો ભડકો દેખાતો હોય તેને "મચ" કહેછે.) |
| મજા | (ના. સ્ત્રી.) | ગોડય. ખાવાની વસ્તુ. (છોકરાને ખાવા માટે મેવો વગેરે આપવો તેને "મજા" કહેછે.) જેમકે "તોકે મજા ડિયાં" તુંને ખાવાનો મેવો દઉં. |
| મટ | (ના. પુ.) | ગોળો, માટલું. પાણી ભરવાનું. |
| મટ્ટ | (ના. પુ.) | ભાવ, મૂલ, કિંમત. |
| મડમડ | (અ.) | માંડ માંડ અથવા પરાણે પરાણે. |
| મડ | (ના. સ્ત્રી.) | લૂગડાંની જોડ. (સ્ત્રીને પહેરવાની.) |
| મડઇ | (ના. સ્ત્રી.) | માંડવી. (કચ્છમાં માંડવી બંદર છે તે.) |
| મત્રઇ | (ના. સ્ત્રી.) | ઓરમાન, સાવકી. મત્રો. ઓરમાન, સાવકો. |
| મન્ય | (ક્રિ.) | દાબ. મને-દાબે. મન્યો-દાબો—મનિયાં-દાબું; મનિયાતો-દાબુંછું. મનેલ—દાબેલ. મને—દાબી. |
| મરવો | (ના. પુ.) | તુકમરીઆં |
| મલ્લી | (ના. સ્ત્રી.) | રૂની ગાંસડી. |
| મલ્લો | (ના. પુ.) | કળશી. (જેમકે "મલ્લો ધાંઇ થિંપો" કળશી ધાન થાશે.) |
| મદી | (ના. પુ.) | દૂશ્મન, વેરી. |
| મલૂક | (વિ.) | સારો, સારી, સારૂં. |

| | | |
|---|---|---|
| મક્ષ | (અ.) | પાસે (જેમકે. "મુમલ, તો મક્ષ" હું આગળ, મારી પાસે, તું આગળ, તારીપાસે.) |
| માક | (ના. સ્ત્રી). | હાર, ઝાકળ. (જેમ "માકપેતી" ઝાકળ પડેછે) |
| માકુડી | (ના. સ્ત્રી.) | કીડી. માકુડિયું-કીડીયો, માકુડો-મંકોડો. માકુડા-મંકોડા. |
| માંગ' | (ના. પૂ.) | માર્ગ, જગ્યા. |
| માંગે' | (અ) | ઉતાવળે, તરત. |
| માટી | (ના. સ્ત્રી) | માટલી. (જેમકે "અટ્ટેજી માટી ઝૂરી પઈ" લોટની માટલી ફૂટી પડી.) |
| માઠ | (અ.) | ચૂપ, છાનો, છાની. |
| માડુ | (ના. પૂ.) | માણુસ, પુરૂષ. |
| માંડયાસી | (ક્રિ.) | ન્યાલ થયા. |
| માણકી | (ના. સ્ત્રી.) | આંખની કીકી, આંખનાં રત્ન. (બહુવચનમાં-માણકિયુ) |
| માથલો | (ના. પૂ.) | ઉપરનો. માથલા-ઉપરના. માથલી-ઉપરની. |
| માની | (ના. સ્ત્રી.) | રોટલો, રોટલી. માનીયુ-રોટલા. |
| માનઇ | (ના. સ્ત્રી) | તાવડી, માટીનુ કલેડું. |
| માની | (ના. પૂ.) | માંડવાની તરફના. (વિવાહમાં વરની તરફના સગા આવેલા હોય તે "જાની" અને વહુની તરફના સગા આવેલા હોય તે "માની" કહેવાયછે) |
| મીં | (ના. પૂ.) | મેઘ, વરસાદ. |
| મિર | (ના. સ્ત્રી.) | નજર (એનું બહુવચન થતું નથી) |
| મિટ્ટ | (ના. સ્ત્રી.) | ગાલ. મિટ્ટુ-બે ગાલ. (જેમકે "મીટ્ટુ પે'ચી-ગાલ તાણ્યા ) |
| મારાંઠો | (ના. પૂ.) | માવઠું, રત વગરનો વરસાદ. |
| મિટ્ટિ | (ના. સ્ત્રી.) | માટી, ધૂળ |
| મીઠી | (ના. સ્ત્રી) | બચ્ચી, બોકી, મિટ્ટિયુ-બચીઓ, બોકીઓ. |
| મિઠો | (ના. પૂ.) | મીઠું, લૂણ. |
| મીઠાસો | (ના. પૂ.) | ખરૂ લોઢુ-પોલાદ. |

| | | |
|---|---|---|
| મીડ | (અ.) | બધા. (મજો ઉપરથી) કચ્છમાં "જ" ને "ડ" બોલેછે તેથી "મજો" ઉપરથી "મડે" |
| મિંધી | (ના. સ્રી.) | મેંદી. (એક જાતના છોડ થાયછે જેનાં પાંદડાં વાટી હાથે રંગ ચડાવેછે તે) |
| મિંધ | (ના. પૂ.) | મીંજ, ગર. |
| મિરિ | (ના. સ્રી.) | મરી, તીખાં (મિરિયુ-મરીનું બહુવચન) |
| મીસ | (ના. સ્રી.) | ખડી, ધોળી માટી. |
| મીસ | (ના. પૂ.) | કઠોળ. |
| મું | (સ.) | હું. મૂકે-મને. મૂંજાય-મારે કાજે. મૂંજો-મારો મૂંજી-મારી. મૂંમે-મારામાં. |
| મુંગણ | (ના. પૂ.) | માંકડ. (બહુવચનમાં રૂપ બદલાતું નથી.) |
| મુંગ | (ના. પૂ.) | મગ. |
| મુંગણી | (ના. સ્રી) | સોનું રૂપું ગાળવાની કુલ્લી. |
| મૂછો | (ના. પૂ.) | કુચો. (લોટા અંદરથી સાફ કરવાનો.) |
| મૂંઝ | (ના. સ્રી.) | અકળામણ. (જેમકે "મુંઝતી થીયે." અકળામણ થાયછે) |
| મૂંડ | (ના. સ્રી.) | હજામત. (ગુજરાત કાઠિઆવાડમાં "મૂંડ" તોછડો એટલે હલકો બોલ કહેવાય છે. પણ કચ્છમાં હજામતને બદલે મૂંડ કહેવી સાધારણ છે. કોઇને પૂછીએ કે કયાં ગયો હતો? તે કહે કે મૂંડ કરાવવા ગયો હતો.) |
| મુડસાઇ | (ના. સ્રી.) | બહાદુરી, મગરૂરી. |
| મુડસ | (ના. પૂ.) | જબરો, બહાદુર. |
| મૂઠિ | (ના. સ્રી.) | નીરભાગી. મૂઠો-માઠા ભાગ્યવાળો. |
| મૂલ | (ના. પૂ.) | કિમત, રોજની મજૂરી. |
| મૂલઇ | (ના. પૂ.) | મજૂરીએ આવનાર મજૂર. |
| મુસફા | (ના. પૂ.) | વાયાં, રોગનો ઉપદ્રવ. |
| મૂઠિઓ | (ના. પૂ.) | બલોયાં. |
| મૂડો | (ના. પૂ.) | દશ કળશી. |
| મુન્દ | (ના. સ્રી.) | રત, રજ઼ુ. |

મે (ના. પૂ.) વાધરી, ચોરી વગેરેની જાત.

મેઘવાળ (ના. પૂ.) ઢેડ (સિદ્ધરાજ જેયાસિંહની વખતમાં મેઘને વાળેલો એટલે વરસાદ આણેલો તેથી "મેઘવાળ" નામ પડેલ છે.]

મેઘો (ના. પૂ.) વડની પાકેલી મોટી પેપડીઓ (એ વિષે છોકરાં બોલે છે કે "કાગડા કાગડા મેઘો હલાય તો કે મખ્ખણ માની ડિયાં" કાગડા કાગડા પેપડીઓ હેઠી નાંખ તુંને માખણુને રોટલો દઉં.

મેડા (ના. પૂ.) મેળાપ.

મેય (ના. સ્ત્રી.) ભેંસ. મેંયુ-ભેંસો.

મેયુ (ના. સ્ત્રી) આંકડાનાં ફૂળ, આકોલીયાં.

મેડાવો (ના. પૂ.) એકઠા થઇને મળવા આવવું.

મોકામ (ના. પૂ.) કબરસ્તાન. મુસલમાનનું સ્મશાન.

મોજય (ક્રિ.) ગણ્ય. મોજો-ગણો. મોજી-ગણી. મોજ્યાં-ગણ્યું. મોજ્યાંતો-ગણુંછું.

મોટ્ટો (ના. પૂ.) જાડો ભાખરો, મોટો રોટલો.

મોઢૈયો (ના. પૂ.) મોઢલું (છાણા ખડકીને ગંજ કરેલો હોય તે.]

મોંઢ (અ.) આગળ.

મોડિયો (ના. પૂ.) વળ. પેટમાં આંટી આવે તે.

મોડય (ક્રિ.) મરડય, વાંકું વાળ્ય. મોડો-મરડો, વાંકુંવાળો. મોડી-મરડી, વાંકીવાળી. મોડીયાં-મરડ્યું, વાંકુંવાળ્યું. મોડીયાંતો-મરડુંછું, વાંકુંવાળુંછું.

મોલાત (ના. સ્ત્રી.) રાજમહેલ.

મોર્યો (ના. પૂ.) ફૂટયો (ઝાડને નવા ફૂંપળ આવે તે.) મોરી-ફૂટી.

મકડી (ના. સ્ત્રી.) રાતી. મકડો-રાતો. (ગૂજરાતીમાં "માંકડી, માંકડો" કહેછે.]

મેલાતર (ના. પૂ.) સોગનાં લૂગડાં.

મઠાર (ના. સ્ત્રી.) કમી, ઓછું.

મોયડી (ના. સ્ત્રી.) મોરી. [ગાય ભેંસનું બંધન.]

મોયડા (ના. પૂ.) ખીલ્લ. બહુ વચનમાં મોયડા (જૂવાન અવસ્થામાં કોઇ કોઇને મોઢા ઉપર ફોલ્લા થાય તે.)

| | | |
|---|---|---|
| મોંયડો | (ના. પૂ.) | બળદને મોઢામાં નાંખવાનો સુતરનો મોરડો. |
| મોર | (ના. પૂ.) | સાંબેલું, મૂશળ. (એને "મોરી" પણ કહેછે.) |
| મંજ | (અ.) | માંહે, અંદર. મંજાન માંહેથી, અંદરથી. |
| મંજો | (ના. પૂ.) | ખાટલો. મંજા–ખાટલા. |
| મંઢો | (ના. પૂ.) | લૂલો, લંગડો. મંઢી, લૂલી–લંગડી. |
| મંધરો | (વિ. પૂ.) | ઠીંગણો, કદમાં નાનો. મંધરી–ઠીંગણી. |
| મંધીઆણી | (ના. સ્ત્રી.) | રવાઇ. [છાશ ફેરવવાની લાકડાની રવાઇ.] |

## ર

| | | |
|---|---|---|
| રઇ | (ના. સ્ત્રી.) | કણકી. (હરકોઇ અનાજના ભૂકા.) |
| રખ | (ક્રિ.) | રાખ્ય. રખો–રાખો. રખ્યો–રાખ્યો. રખજ–રાખજે. રખજા—રાખજો. રખાં-રાખું. રખાંતો રાખુંછું. રખૈ-રાખી. રખ ધોરસ-રાખીશ. |
| રખાલ | (ના. સ્ત્રી.) | રાખેલ. (જમીનના માલીકે ઘાસ વાઢી લેવાની મના કરેલી હોય તેવી જમીન) રક્ષણ કરનાર ચોકી. |
| રગરગતો | (ના. પૂ.) | ધગધગતું. રગરગતી—ધગધગતી. |
| રચ્છ | (ના. પૂ.) | રાચ. (લૂગડા વણવાનું.) |
| રજી | (ના. સ્ત્રી.) | મૂસ. ધાતુ ગાળી તેને રેડવાની લોઢાની નાળ. |
| રજી | (ના. સ્ત્રી.) | રેતી. લીલા અક્ષર ઉપર નાખવાની. |
| રજીયો | (ના. પૂ.) | રેતીયું. રેતી નાખવાનું કાણાં કાણાવાળું વાસણ રજ નાખવાનું. |
| રચ્છી | (ના. સ્ત્રી.) | રૂગી (શિયાળામાં નહિ નહવાથી મેલ સૂકાઇ જઇ ધોળા ડાઘા શરીર ઉપર પડી રહે તે. |
| રત્ત | (ના. પૂ.) | લોહી. |
| રત્તો | (વિ. પૂ) | રાતો. રત્તી—રાતી. |
| રત્તડ | (ના. સ્ત્રી.) | રાતી જુવાર. (કચ્છમાં રાતી જુવાર થાયછે તેને "રત્તડ" કહેછે.) |

* સાતમી અને છઠી વિભક્તિ મળે ત્યારે મંજ થાય છે.

| | | |
|---|---|---|
| રંધ્યુ | (ક્રિ.) | રાંધ્ય રધાં, રાંધ્યું રધ્યા, રાધ્યા. રાધયાતા રાધ્યુ રધિયાં, રાંધું. રાધને? રાંધીશ. રધી, રાંધી. રધજ્જ, રાંધજ્જે. |
| રન્ન | (ના. સ્રી.) | રાંક, રાંડેલી સ્રી. |
| રન્યો | (ક્રિ.) | રાંડ્યો. રનઇ, રાંડી. |
| રબ્બ૰ | (ના. સ્રી.) | રાબ, ઘેશ. |
| રસમ | (ના. સ્રી.) | રીત ચાલ. |
| રસ્યો | (ક્રિ.) | પુગ્યો-પહોંચ્યો. રસઇ-પુગી, પહોચી. |
| રસો | (ના. પુ.) | દોરડું. રસા-દોરડાં. રસી-દોરડી. અથવા દોરી. |
| રવા | (ક્રિ.) | કબુલ, સહી. |
| રાં | (ક્રિ.) | રહું, રાતો-રહુછું. |
| રાગો | (ના. પુ.) | લીંપણ, ગાર. રાગ-લીંપ્ય. રાગિયાંતો—લીંપુંછું. રાગિયાં-લીંપું. રાગી-લીંપી, રાગને? લીંપીશ. |
| રાગ | (ના. સ્રી.) | સુધારવું. (ખતમાં "રાગ વાગ" લખવામાં આવેછે તે.) |
| રાંકાસ | (ના. સ્રી.) | ગરીબ માગણુ લોકો. |
| રાંધ | (ના. સ્રી.) | રમત, ખેલ. |
| રાંધ | (ના. સ્રી) | દીવાળીમાં ખાડનાં રમકડાં વેચાયછે તે. |
| રાંધીકો | (ના. પુ.) | રમકડું. રાંધીકા—રમકડાં. |
| રાંધીઆર | (ના. પુ.) | રમત કરનાર. રમતીઆળ. |
| રાફ્ | (ના. પુ.) | રાફડો. સાપનું દર. |
| રાસ | (વિ.) | દુરસ્ત, સમું કરાવવું. (જેમકે આ વસ્તુ રાસ કરાવવી છે.) |
| રિઢ | (ના. સ્રી.) | ઘેટી, રિઢ્યુ—ઘેટીઓ. |
| રીઆળ | (ના. પુ.) | ડાલર. જગબારના રૂપાનાણાનું નામ. |
| રૂંગ | (ના. સ્રી.) | ઠરાવેલ માલ ઉપર વધારો લેવો તે. (હરકાંઈ માલ લેવો. તેમાં તોલ ઉપર કે ગણત્રી ઉપર વધારે લેવુ તે. |

| | | |
|---|---|---|
| રૂંગારો | (ના. પુ.) | પોટાર, રોણું. રૂંગો—આંસુ. રૂંગા—ઘણે આંસુ. |
| રૂક | (ના. પુ.) | પોલાદ, ખરૂં લોઢું. |
| રૂખ | (ના. સ્ત્રી.) | રીત, રસમ. |
| રેચ | (ના. પુ.) | પાણીનો ભેજ, ભીનાશ. |
| રેજો | (ના. પુ.) | છુટક છુટક બાજ [જુદી જુદી જણસો] રેજે રેજે—છુટક છુટક. [જેમકે માંડવીમાંથી ચોરો "રેજો" સેવોછે.] |
| રેણ્યુ | (ના. સ્ત્રી.) | રાંણનાં ફળ. (આ શબ્દ એકવચનમાં બોલાતો નથી.) |
| રોંક | (ના. સ્ત્રી.) | ધમકી. |
| રોખી | (ના. સ્ત્રી.) | એકલી અથવા લુખી. રોખો—એકલો અથવા લૂખો. |
| રોગો | (ના. પુ.) | બધો, અથવા નરદમ. (રોગા બહુવચન.) નારીજાતિમાં રોગી—બધી. |
| રોડ | (ના. સ્ત્રી.) | ઉજરડો. ઉઝરડા (શરીર નખથી અથવા કાંટાથી છોલાય તે.) |
| રોઢો | (ના. પુ.) | કડીઆળી લાકડી. ધોકડો. |
| રોંધો | (ક્રિ.) | રહીશ. (રોંધી નારીજાતિમાં) બહુવચનમાંરોંધોસ |
| રોધો | (ના. પુ.) | વાધો. કજીઓ. અથવા હઠ. રોધા—વાંધા (છોકરાં નકામાં હઠ કરી બેસે તેને રોધા કહેછે.) |
| રોધો | (ના. પુ.) | રૂ ધાણો, અથવા અટકચો. |
| રોનું | (ક્રિ.) | રોયો અથવા રડયો. રોની—રોઇ અથવા રડી. રોને? રડીશ. |
| રોઇડો | (ના. પુ.) | કરો. રોયગા—કરા. (બરફ વરસે તે.) |
| રંભે | (ક્રિ.) | ભાભરે, બરાડે. ગાય ભેંસ બોલે તે. |



## લ.

| | | |
|---|---|---|
| લક્ર | (ક્રિ.) | સંતા. લકા—સંતા. લકો—સંતાઓ લકી—સંતાઇ. લકાંતો—સંતાઊંછું. લકાં—સતાંજે લકને? સંતાઇશ. |
| લક | (ના. પુ.) | વિષ, કાણું. |
| લકછપ | (અ.) | ગૂપચૂપ. |
| લખ | (અ.) | જરા. થોડું. |
| લખાં | (ક્રિ.) | લખું. લખાંતો—લખુંછું. લખને ? લખીશ ? લખઇ—લખી. |
| લગે | (ક્રિ.) | લાગે. લગેની, લાગેછે. |
| લજ્જ | (ના. સ્ત્રી.) | લાજ. |
| લટઇ | (ના. સ્ત્રી.) | ભૂંડી. લટયો—ભૂંડો. લટયા—ભૂંડા (ગૂજરાત કાઠિઆવાડમા કોઇને કાંઇ કહેવું હોય તો "ભૂંડા" "ભૂંડી" કહીને કહેછે. જેમકે "બેસને ભૂંડી ?" બેમને ભૂંડા તેમ કચ્છમાં "લટઇ લટયા કહીને બોલેછે જેમ "વે', વે' લટઇ." "વે, વે, લટયા" વગેરે ) |
| લઠ | (ના. સ્ત્રી.) | જાડી લાકડી, ધોકો. |
| લડ | (ના. સ્ત્રી.) | લાડય, ઘોડાનું છાણ. |
| લડય | [ક્રિ] | ઉચાળો ભર, અથવા બીજે રહેવા જા. લડયો બીજે રહેવા ગયો. લડો. ઉચાળો ભરીને બીજે રહેવા જાઓ લડઇ—ગઇ. |
| લડય | [ક્રિ.] | વાઢય. લડીયાંતો—વાઢુછું. લડીયાં—અથવા લડાં—વાઢું. લડો—વાઢો. તું લડને? તું વાઢીશ |
| લધો | (ક્રિ.) | હાથ આવ્યો. લધી. હાથ આવી. લધાણી હાથ આવી. |
| લપાડ | (ના. સ્ત્રી.) | લપડાક, ઠોટ. |
| લપ્પઇ | (ના. સ્ત્રી.) | લાપશી. (કચ્છમાં ગોળ, ખાંડના પાણીમાં ચોખા રાધેછે. તેને "લપ્પઇ" કહેછે.) |
| લપ્રરા | (ના. પુ.) | ચાંપલીઆ જોડા ખડા વગરના. |

| | | |
|---|---|---|
| લક્કરો | (ના. પુ.) | જુત. (બહુવચનમાં લક્કરા.) |
| લબ્ | (ના. સ્ત્રી.) | લાળ. થુંક. (બહુવચનમાં "લબુ") |
| લભે | (ક્રિ.) | હાથ આવે, લભ્યો-હાથ આવ્યો. લભઇ-હાથ આવી. |
| લલ્લો | (ના. પુ.) | લોડો. શિશ્નું. |
| લસો | (ના. પુ.) | ચોળીઉ. રાતા રંગનું ખત્રીવટું લૂગડું.. |
| લસો | [વિ.] | સુવાળો, લસી—સુંવાળી. લસા—સુંવાળા. |
| લાંગ | (ના. સ્ત્રી.) | કાછડી. ફાળીયું, ધોતીયું પહેરવું તે. |
| લાંધો | (ના. પૂ) | લાંઘણ. ભુખ્યું રહેવું તે. (બહુવચનમાં "લાધા.") |
| લાંઠી | (ના. સ્ત્રી.) | ઠેકડી. મશ્કરી. |
| લાડી | (ના. સ્ત્રી.) | ચીથરૂં. લાડિયુ—ચીંથરાં. |
| લાડો | (ના. પૂ) | તરતનો પરણેલો વર. લાડી તરતની પરણેલી વહુ. |
| લાંઠોડ | (ના. પૂ) | પાંકડ. નહિ દૂઝતી ગાય |
| લાદી | (ના. સ્ત્રી.) | ગાંસડી. |
| લાણુ | (ના. સ્ત્રી.) | નજર અથવા ચોટ. (એને કોઇ "લોણુ" પણ કહેછે.) |
| લાણુ અથવા લાણી | (ના. સ્ત્રી.) | લ્હાણું. [નાતમાં કોઇ પ્રસંગે કાંઇ વાસણ અથવા બીજી કાંઇ ચીજ ઘરે ઘરે આપવી તે.) |
| લાધો | (ક્રિ.) | ઉતાર્યો, લાધા ઉતાર્યા. લાધી ઉતારી. |
| લાબડચટો | (વિ) | લબાડ. [લંબાણ કરનાર ] |
| લાય | (ક્રિ.) | ઉતાર. લાઈ ઉતારી. લાયાંતો-ઉતારૂંછું લાયાં ઉતારૂં તું લાયને ? તું ઉતારીશ. |
| લાવરી ગજ્જર | (ના. પુ.) | સકરકંદ, સકરીઆં. |
| લી | (ના. સ્ત્રી.) | લીટી. લીયો—લીટો લીયા—લીટા લીયાર-લીટા અથવા આંકોને લીટા દોર. |
| લિખ | (અ.) | જરા. |
| લીખીઓ | (ના. પુ.) | લીખ નીકળે એવી દાંતની કાંચકી. |
| લિખ | (ના. સ્ત્રી.) | જુનાં ઈંડા. |

| | | |
|---|---|---|
| લીઆર | (ના. પુ.) | ગુંદીનાં ઝાડ (તેના ફળને પણ "લીયાર" કહેછે.) ગુંદાના ઝાડને ગુંદી કહેછે. તેનાં ફળ ગુંદાં જેવું અથાણું થાયછે તેને ગુંદાં કહેછે. |
| લીંઘા | (ના. પુ.) | લીંટ. લીંઘા-લીંટા. |
| લીંટા | (ના. પુ.) | શેડા. (નાકમાંથી લીટ નીકળે છે તે.) |
| લિંભ. | (ક્રિ ) | લીપ્પ ગાર કર લિંભ્યો. લીપ્યો લિંભીયાં લીંપું તું લીંભને ? તું લીંપીશ. |
| લુખ | [ના. સ્રી.] | લુ. તડકાથી ગરમ થયેલો પવન વાય તે. |
| લુછેતો | (ક્રિ.) | અકળાયછે. |
| લુતેડા | (ના. પુ) | ખંજવાળથી થએલો ફોલ્લો. |
| લુલાટ | (ના. પુ.) | કળકળાટ આછીછી. |
| લેખ્ય | (ક્રિ.) | ગણ્ય. લેખીયાંતો–ગણુંછું. લેખીયાં–ગણું. લેખો-ગણો, લેખી-ગણી. તું લેખને? તું ગણીશ. |
| લેટય | (ક્રિ.) | આળોટ. (ગુલાંટ ખા) લેટે–આળોટે. લેટીયાં-આળોટું. લેટીયાંતો-આળોટુંછું. હું લેટંઘોસ. હું આળોટીશ. તું લેટને ? તું આળોટીશ. |
| લેસ | (ના. પુ.) | સળેખમ. (સ્લેશ્મા ઉપરથી.) |
| લોડ | (ના. સ્રી.) | હીંચકો. |
| લોડા | (ના. પુ) | હીંચકો. લોડા-હીંચકા, લોડય હીંચકા ખા. |
| લો | (ના. પુ.) | લોહ, લોઢું. |
| લૈ | (ના. સ્રી.) | લાહી. ઘઉંની ખેળ |

લેંાડ અથવા લોર (ના. સ્રી.) કબ્બર. ઘોર.

| | | |
|---|---|---|
| લોંડ | (ના. પુ.) | લુવાર સુતારનાં લોઢાનાં હથિઆર. |
| લોડય | (ક્રિ.) | હીંચકા ખા. લોડીયાં-હીંચકા ખાઉં લોડીયાંતો હીંચકા ખાઉંછું. આંઉલોડંઘોસ-હું હીંચકા ખાઇશ તું લોડને? તું હીંચકા ખાઇશ ? લોડો હીંચકા ખાઓ. |
| લોંડપો | (ના. પુ.) | લુચ્ચાઇ. |
| લોણ | (ના. સ્રી.) | લેપ. શરીર ઉપર ઓસડ ચોપડવું તે. |
| લોણ | (ના. સ્રી.) | લ્હાવ. લાણફોટ. |

| | | |
|---|---|---|
| લોસો | (ના. પુ.) | ધાટ વગરનો કાચો પાકો રોટલો. લોશા-ધાટ વગરના કાચા પાકા રોટલા |
| લોંપ્રો | (ના. પુ.) | લમણો. લોપ્રા-લમણા. |
| લોર | (ના. સ્ત્રી.) | દરિયાના લોઢ અથવા મોજાં. |
| લોસે | (ક્રિ.) | ખીજે. લોસીતાં-ખીજવું. લોસીયાતો-ખીજવુંછું લોસો-ખીજે. લોસઇ-ખીજી. લોસ પી-પક્ષીજરો લોઠો-ખીજ્યો. |
| લંધી | (ક્રિ.) | આગળી લંઘો-ઓળંગ્યો. લાધ્યા ઓળંગ્યા [લંધા તથા લંગી એક જાત પણ થાયછે.] |
| લંધણ | (ના. સ્ત્રી.) | લાંઘણ-આખો દીવસ ખાવું નહિ તે. |
| લંભ | (ના. પુ.) | એક જાતનુ ઘાસ જેની સાવરણીઓ થાયછે તે. |

---

## વ

| | | |
|---|---|---|
| વઇ | (ના. સ્ત્રી.) | નામાની ચોપડી |
| વગ | (ના. પુ.) | બકરા તથા ઘેટાનું ધણ. |
| વચ્છ | (ના. સ્ત્રી.) | પાડી ભેંસનુ વાછરડું. |
| વચા | (અ.) | વચમા |
| વછોડ | (ક્રિ.) | છોડય વછોડિયા છોડું વછોડિયાતો છોડુંછું. વછોડો-છોડો. વછોડી છોડી તું વછોડને ,તુ છોડીશ |
| વટ | (અ.) | પાસે આગળ (જેમકે મુ "વટ" કીં નાંઇ મા-રી પાસે કાંઇ નથી ) વટોવટ પાસેપાસે. |
| વટય | (ના. સ્ત્રી.) | વાટ દિવેટ દિવાની વાટ |
| વટાણો | (ક્રિ.) | ગયો વટાણી ગઇ |
| વડો | (વિ.) | મોટો વડા-મોટા વડી-મોટી. વડાઇ-મોટાઇ. |
| વડર | (ના. પુ.) | વાદળ વડરૂ-વાદળા |
| વડાઇ | (ના. સ્ત્રી.) | વડવાઇ. (એને "વડવડાઇ" પણ કહેછે.) |
| વણી | (ના. સ્ત્રી.) | સીંદરી (ગુજરાતમા વાણ કહેછે તે.) |
| વતાય | (ક્રિ.) | બતાવ. અથવા દેખાડ. વતાયો-બાતવુ છુ. |

| | | |
|---|---|---|
| વરો | (ના. પૂ.) | ભૂકો, ચૂરો |
| વતર્યાં | (ક્રિ) | વધ્યો વતરી-વધી. વતર્યાં-વધ્યા. |
| વતો | (ના પૂ) | વતું, હજામત |
| વટ્ટ | (ના સ્ત્રી) | આકળી (મરડો થાય તે) પેટમા આાકડી આવે તેને કહેછે |
| વત્તર | (ના. સ્ત્રી.) | જે. જમીનમા પાણીનો પેસારો (વરસાદથી જેટલી જમીન ઊંડી પલળે તેને "વત્તર" કહેછે |
| વધે અથવા વધા (ક્રિ) | | નાખ્યો, નાખ્યુ વધી નાખી (જેમકે "શાક મે' કુરો વધા" શાકમા શુ નાખ્યુ "શાક મે છાપ વધી" શાકમા છારા નાખી ) |
| વથાણુ | (ના પૂ) | ગોદરો ગાયોને ભેગી કરવાની ગામ બહાર જગો હોય તે. |
| વનોરીઓ | (ના પૂ) | નોળિઓ વનોરીઆ-નોળીઆ. |
| વરાંઢ | (ના. સ્ત્રી.) | દિવસના પાછલા પહોરનો વખત વરાઢડી-પાછલા પહોરનું ખાણુ. |
| વરે | (ના પૂ) | વરસ. (જેમકે તોકે કેતરા "વરે" થીઆ.) |
| વરાણુ | (ના. પૂ.) | પક્ષ તરફ |
| વરાણી | (ના. સ્ત્રી.) | નાકાર ન કરે તેને "વરાણી" કહેછે. |
| વલ્લ | (ના. સ્ત્રી ) | વેલો વનુ-વેલા. |
| કુલ્લ | (ના સ્ત્રી ) | હાર આકળ |
| વસંદી | (ના સ્ત્રી.) | વસ્તી |
| વસાઇ અથવા વિસાઇ (ક્રિ) | | ઓલવાઇ-બુઝાઇ (જેમકે દિવો "વસાઇ" વીયો દિવો ઓલવાઇ ગયો.) |
| વસુ | (ના. અ) | તાબે વશ્ય અથવા કલાામા |
| વાઇફ | (ના. સ્ત્રી ) | રખોપુ, રક્ષણ, (રખોપુ કરનારને પણ "વાઇ-પ" કહેછે |
| વાઇઠાઇ | (ના સ્ત્રી ) | મશ્કરી, હાસી |
| વાંક | (ના પૂ) | વરઘોડીયા |
| વાટકો, | (ના. પૂ) | પીયાલો, વાટકા-પીયાલા |
| વાગ | (ના. સ્ત્રી) | લગામ, (કમળે) ખતમા આ શબ્દ લખાયછે. |

| | | |
|---|---|---|
| વાંગટ | (ના. પુ.) | હુશિઆર અથવા બહાદુર. |
| વાંચ | (ના. પુ.) | વાયરો. |
| વાંચડીઓ | (ના. પુ.) | તરોળીઓ પવન, અથવા ગુચળીઆળો પવન. |
| વાટય | (ક્રિ.) | વણ્‌. વાટીયાં-વણું. વાટીયાંતો, વાટીવાંતી. વણેલું. વાટો-વણો. વાટવા-વણવા. વાટી-વણી. આંજીવાટંધીસ હું વણીશ. તું વાટનો? હું વણીશ? (જેમકે પાપડ વાટયા, સેવ વાટી.) |
| વાટો | (ના. પુ.) | સુતાર, લાકડાં વાડનાર, વાટી સુતારણ. |
| વાંઢો | (ના. પુ.) | પરણ્યા વગરનો, વાંઢી-પરણ્યા વગરની. |
| વાસરો | (ના. પુ.) | પવન, વા. |
| વ્યારૂ | (ના. પુ.) | વાળુ, રાતનું ખાણું. |
| વાત | (ના. પુ.) | મોં. મોહું, ડાચું. (એ વિષે કહેવત છે કે "જેં-જ્યે હથ્થમેં તેં જ્યે વાતમેં" એટલે જેના હાથમાં તેના મોંમાં) વાત એટલે બચકું પણ થાયછે. જેમ "વાતતોપાય" એટલે બચકું ભરેછે. |
| વાયડી | (ના. સ્ત્રી.) | કાનની વાળી અથવા કડી. વાયડીયું-વાળીયુ. અથવા કાનની કડીયુ |
| વાઇડો | (ના. પુ.) | બહુ બોલકો. વાઇડી બહુ બોલણી. |
| વાયડો | (ના. પુ.) | વાણિયાની એક જાત થાયછે. તેને વાયડા કહેછે. જેમકે "જલાણો વાયડો" ૪૦ |
| વાર | (ના. પુ) | વાળ, મોંવાળા. |
| વારેસરે | (અ) | વારેવારે, ફરીફરીને. |
| વારોંટડી | (ના. સ્ત્રી.) | કુલડી માટીની કુનડી. |
| વ્યાર | (ના. પુ.) | ખાણું (ગાયો ભેંસોને અનાજ બાફીને આપતું તે.) |
| વાર્યો | (ના. પુ.) | ઓકયો વારઇ-ઓકી. |
| વિકણ | (ક્રિ.) | વેચ વિકણો-વેચો વિકણોતા-વેચોછો વિકણું વેચું અથવા વિકણાં વેચું વિકણી. વેચી-આઉવિકણંધીસ હું વેચીશ તું વિકણને' તું વેચીશ? |

| | | |
|---|---|---|
| વિંધી | (વિ. સ્ત્રી.) | વાંકી વિંધો વાંકો. |
| વિંછાણુ | (ના. પુ.) | બીછાનું, પથારી. (સુવાને માટે બીછાવવું તે.) |
| વિન્ય | (ક્રિ.) | જા. વિન્યાંતો-જાઉછું. (નારીજાતિમાં "વિન્યાતી" વિન્યાં-જાઉ. વિન્યો-જાઓ. |
| વિંજાડ | (ક્રિ.) | ખોવાઇ. |
| વિંઝણુ | (ના. સ્ત્રી.) | હલદી. |
| વિંઢી | (ના. સ્ત્રી.) | વીંટી. નાકમાં પહેરવાની વાળી. |
| વિઢો | (ના. પુ.) | નથ નાકમાં બાઇડીઓ પહેરેછે તે. (કચ્છમાં વિઢા થાયછે. તે તોલમાં ભારે હોયછે તેથી નાક તુટી જાયછે. પણ તેથી સિંધમાં વધારે તોલમા હોયછે. તેથી સોનાની સાંકળીયા માથામાં વાળ સાથે ભરાવી રાખેછે) ગૂજરાત વગેરેમાં નાકમાં ફક્ત ફૂલ બાઇડીઓ પહેરેછે. |
| વિઆ | (ના. પુ.) | વિવાહ. (આ સબ્દ એકવચનમાં બોલાતો નથી.) |
| વિથા | (ના. પુ.) | સંતાન. અથવા છોર. જેમકે "વિથા ધાર ઘર ખોખો" એટલે (છોકરાં વગર ઘર અડવું.) |
| વિયો | (ક્રિ.) | ગયો. વિયા-ગયા. (જેમ "બાપા કેડાં વિયા-આંઉ" એટલે બાપા ક્યાં ગયા છે.) |
| વિયારોક | (વિ.) | વિશોક, વીશથી અધિક. |
| વિયાતર | (ના. પુ.) | દીકરીને છોકરૂં અવતર્યા પછી સાસરે મોકલતા જે લુગડાં, ઘરેણું અપાય તે જેમકે "વિયાતરમાં કુરોડનાં" (એટલે છોકરૂં અવતર્યાપછી આણાં-માં શું દીધું.) |
| વિરચ્યો | (ક્રિ.) | વઢે. વિરચ્યો-વઢો. વિરચી-વઢી. વિરચ્યાં-વઢું. |
| વિર | (ના. સ્ત્રી.) | દરિયામાં ભરતી આવે તે. |
| વિસવિસો | (ના. પુ.) | ચિંતા, ફિકર. |
| વિય | (વિ.) | વિસ. |
| વિજ | (ના. સ્ત્રી.) | વિજળી. |
| વે | (ક્રિ.) | બેસ. વેઓ. બેસો. વેયાં-બેસું. વેયાંતો-વેયાંતી-બેસુછું. વેઅણુ-બેસવા. વેઠો-બેઠો. વેઠી-બેઠી. વેને ? બેસીશ. |

વેજ્ય (ક્રિ.) નાંગે.

વેંજ (ક્રિ.) નહા. વેંજાં-નહાઉં. વેજાંતો, વેજાંતી.|નહાઉં-છું. વેંજ્યો-નહાયો. વેંજી, નહાઇ. વેંજણ-નહાવા તું વેંજને? તું નહાઇશ. આંઉ વેજ઼ધીસ. હું નહાઇશ.

વેડ્ય (ના. સ્ત્રી.) વડવાડ.

વેડ્ય (ક્રિ.) ઓઝ્ય. વેડિયાં-ઓઝ્યું. વેડિયાંતો, વેડિયાંતી-ઓઝુંછું તું વેડને? તું ઓજીશ. વેડછે-ઓજો. વેડો-ઓજો.

વેખા (ના. પૂ.) ફાટ, લાંબો ચીરો (આ શબ્દ એક વચનમાં બોલાતો નથી.)

વેંજબો (ક્રિ.) નહાઇશ

વેટાંતર (ના. પૂ.) ઘાસ પરેણે.

વેઢાર (ના. સ્ત્રી.) સાચવણ. વેંઢારીઆંતો-સાચવુંછું. વેંઢારીયાં-સાચવું. વેંઢારો-સાચવો. વેંઢારઇ-સાચવી.

વેંપો (ક્રિ.) જાઇશ. વેંધા-જશો. વેંઓ-જાશું [આ ક્રિયાપદને "વે ધીસ" પણ કહેછે.

વેને (ક્રિ.) જઇશ. (બીજા પૂરૂષનું એક વચન.) બહુવચનમાં "વેંધા" એટલે-જશો.

વરેડ (ના. સ્ત્રી.) વેરો, કર (કચ્છમાં ગામ ધણી વેઠ બાબતને વેરો ઉઘરાવે છે તેને "વરેડ" કહેછે.)

વેરાવ (ક્રિ.) વહેંચ. વેરાવો-વહેંચો. વેરાવીયાં-વહેંચું. વેરાવીયાંતો; વેરાવીયાંતી-વેહેંચુંછું. વેરાવી. વહેંચી વેરાંઇધોસ-વહેંચીશ.

વેસા (ના. પૂ.) વિસામો, વિશ્રામ.

વોણુ (ના. પૂ.) વણ. કપાસના છોડ.

વોદ (ના. પૂ.) મમત, વોદી-મમતી. એનો અર્થ શરત પણ થાયછે.

વોહો (ના. પૂ.) પ્રવાહ. પાણીનો વોહો. એટલે પાણીનું વહેવું.

વંઝણી (ના. સ્ત્રી.) વાંઝણી. છોકરાં વગરની.

વંજણી (ના. સ્રી.) વીંજણી. વીંજણો. પંખો.
વંજણ (ક્રિ.) જાવા.
વંજાડી (ક્રિ.) ખોઇ. વંજાણો. ખોયો.
વંઘો (વિ) વાંઢો. વંધી–વાંઢી.
વંજ (ના. પૂ) વાંસ. વંઝ. વાંસની ચીપો.
વંઢ (ના. સ્રી.) મધુરી. રાંધેલું અનાજ ભીખવું તે. (કચ્છમાં મુલાં રોટલા માગેછે તેને "વંઢ" કહેછે.)

## શ.

શડબો (ના. પૂ.) શેડો. (નાકમાંથી લીટ નીકળે તે.)
શણુ (ના. પૂ.) સઢ અથવા સડ. (વહાણ ચલાવવા સારૂ પવન ભરાવાનું લુગડું.)
શ (ના. પૂ.) શિવ.
શાઉડો (વિ. પૂ) સુંવાળો. (બેકાર) તસ્તી લઇ ન શકે એવો. શાઉડી, સુંવાળી. તસ્તી લઇ નહીં શકે એવી.
શિક્રો (ના. પૂ) ડામર, રોગાન.
શીંભે (ક્રિ.) માફક આવે.
શિઆડો (ના. પૂ) શિઆળ. શિઆડી, શિઆળની માદા.
શિયાડ (ના. પૂ) શીઆળો.
શિરાણુ (ના. પૂ) શીરામણુ. સવારનું જમણુ.
શિંઆર (ના. સ્રી.) સેવાળ. પાણીમાં લીલ થાય તે.
શેઢ (ના. સ્રી.) શાહુડી શેઢયુ–શાહુડીઓ.
શેડી (ના. સ્રી) ધોળી. શેડી માટી–ધોળીમાટી.
શેણુ (ના. સ્રી) સમળી. સમડી. શેણ્યુ–સમડીઓ.
શેતર (ક્રિ.) સીંચ શેતરીઆં–સીંચું. શેતરીયાંતો–સીંચું છું. શેતરીયાતી–સીંચુ છુ. શેતરો–સીંચો. શેતરી–સીંચી તું શેતરને[2] તું સીંચીશ. આંઉ શેતરઘોસ–હું સીંચીશ. શેતર્યો–સીંચ્યો.
શેવડો (ના. પૂ.) શેળો (એક નાનું કાંટાવાળુ જનાવર.)
શેતર (ના. સ્રી.) મોતીની હાર ખોટ ખામણુ વગરની.
શોખ (ના. પૂ.) શોક. અપસોસ.

## સ.

| | | |
|---|---|---|
| સઇ | (ના. સ્રી.) | અરધો ચોથીઓ. અથવા ૭ માપ (રાવરા ગામોમાં ચાર માપની સઇ થાયછે.) |
| સખ્ખર | (વિ.) | સરસ. |
| સગડ | (ના. પૂ.) | પગવાટ. ગાડું ચાલી શકે નહિં એવી વાટ. |
| સચણુચલો | (ના. પૂ.) | ખરેખરો. સાચેસાચો. સચણુચલી–સાચેસાચી. |
| સચ્ચો | (વિ.) | ખરો–સાચો. સચ્ચઇ–સાચી. |
| સજ્જ | (ના. પૂ.) | સરજ. |
| સટ | (ના. સ્રી.) | દોડ (દોડવું) સટુ–દોડાદોડ, |
| સડસલો | (ના. પૂ.) | હજારી ગુલ. (પીળા ઘણી પાંખડીવાળા ગલગોટા થાયછે તેના છોડ.) |
| સણુસ | (ના. સ્રી.) | શરમ. |
| સણાઓ | (ના. પૂ.) | પાંશરો. પાશરૂં. સણાઇ–પાંશરી. |
| સત્ત | (વિ.) | સાત. |
| સદ | (ના. પૂ.) | સાદ "જેમ ફૂલાણો *સદતો કરે" ફૂલાણો સાદ કરેછે. |
| સધપાક | (ના. પૂ.) | પેટપીડ. (નજર લાગવાથી પેટ દુખે તે.) |
| સધ્ધર | (વિ.) | સરસ. જેમ "હીય ઘોડી સદ્ધર આય" આ ઘોડી સરસ છે. |
| સન | (ના. સ્રી.) | સારણ. સનુ–સારણો. (નદિનું પાણી લાવવા ઘોરીઓ (નીક કરવો તે.) |
| સનો | (વિ. પૂ.) | નાનો, ઝીણો. સની–નાની, ઝીણી. સનડો–નાનકો સનડી–નાનકી. (ગૂજરાતમાં નાના સાથે "સુનો, સુની" જોડીને બોલાય છે જેમકે કોઇ નાનો સનો વાંક જાણવામાં આવે નાની સુની વાત સાંભળી" વગેરે. |
| સપ્પ | (ના. પૂ.) | સાપ, નાગ. સર્પ. સપલો. નાનો સાપ. |
| સભન | (ના. સ્રી.) | સલાહ, વિચાર. |
| સર | (ના. પૂ.) | સળ, ઢાંશીઓ, ઘસ જેમકે "હીનમેં સરપીયો આંઇં" (આમાં સળ અથવા ઘડ્ય પડીછે.) |

*જ્યારે વાક્યમાં વર્તમાનકાળ આવેછે. ત્યારે ક્રિયાપદને "તો" "તી" ન લાગતાં નામને લાગેછે. જેમ "સદતો" "સદતી" વગેરે.

| | | |
|---|---|---|
| સર | (ના. સ્ત્રી.) | દોરાની પરોણી. (થોડો દોરો શીવવા સોયમાં પરોવવો તે) જેમકે "દેકડી સર શીવવી આય" એક પરોણી દોરો શીવવો છે. |
| સર | (ના. સ્ત્રી.) | શેડ જેમકે દીવાની "સેડ" વાદળાંની સર એટલે-વાદળાંની શેડ વગેરે. |
| સરણું | (ના. પુ.) | સરણીઓ, સેકરો. |
| સરપલા | (ના. પુ.) | લાકડાં બાળવાનાં. |
| સર | (ના. પુ.) | તળાવ, સરોવર. જેમકે "હમીરસર, પ્રાગસર" વગેરે. |
| સરે | (ના. પુ.) | સરશવ. (એને કોઇ "સરશીઆ" પણ કહેછે.) |
| સરા | (ના. પુ.) | ટંગ અથવા પાંશરાઇ. |
| સવગ્રો | (વિ. પુ.) | વહેલો. સવના-વહેલા. સવત્રી-વહેલી. |
| સસ્સ | (ના. સ્ત્રી.) | માસ. |
| સા | (ના. પુ.) | શ્વાસ, સાસ અથવા દમ. |
| સલારો | (વિ.) | વધતો. સલારી-વધતી. |
| સાઇ | (વિ.) | કાળી ધોળી ભેગી (કાબર ચીત્રી.) સાઓ. કાબરચીત્રો |
| સાંઇ | (ના. પુ.) | ફકીર |
| સાંઇત્રી | (ના. સ્ત્રી.) | ત્રાજવું-કાંટો. (ગરડા તરફ બોલાયછે.) |
| સાંઉ | (ના. પુ.) | સામો. (ફરાળમાં એક જાતના દાણા રાંધીને ખવાયછે તે). |
| સાઓ | (વિ.) | ધોળો. સાઇ-ધોળી. |
| સાંખ | (ના. સ્ત્રી.) | કિરણ. સાંખુ-કિરણો. |
| સાખ | (ના. સ્ત્રી.) | સાક્ષી સાહેદી. |
| સાજો | (વિ. પુ.) | આખો. સાજી-આખી. |
| સાટકો | (ના. પુ.) | ચાસડો. સાટકા ચાસકા. |
| સાંઢય | (ક્રિ.) | પાળ્ય. સાંઢયો-પાળ્યો. સાંઢઇ-પાળી. સાંઢિયાં પાળું. સાંઢિયાતો-સાંઢિયાંતો પાળુંછું. સાંઢો-પાળો. |
| સાન | (ના. પુ.) | સાંઢ, આખલો ગોધો. |

| | | |
|---|---|---|
| સાન | (ના. સ્ત્રી.) | સમજણ, અક્કલ. |
| સાન્યાય | (ના. સ્ત્રી.) | ભાન, સમજણ. |
| સાભુણ | (ના. પુ.) | સાબુ. |
| સાર | (ના. સ્ત્રી.) | ખબર, ભાળ. સારી ખબર પડી અથવા જાણી. જેમકે "વાત• સારી" સાર્યો-જાણ્યો. સારો—જાણો. |
| સાર | (ના. સ્ત્રી.) | ગાય, ભેંસની યોની. |
| *સારાણ | (ક્રિ.) | સરાવવા. સરાંઇયો-સરાવીશ. (સારાણ). |
| સારૂ | (ના. સ્ત્રી.) | ધાર, અણી (કોઇ હથિયારને ધાર કઢાવવી હોય ત્યારે તેને સોની વગેરે કારીગર "સારૂ" કહેછે.) |
| સાલ | (ના. પુ.) | સાળો. વહુનો ભાઇ. (સાળીને પણ "સાલ" કહેછે. |
| સાવરો | (ના. પુ.) | સાસરૂ. |
| સી | (ના પુ.) | ટાઢ, ઠંડ. (શિત ઉપરથી) જેમકે "સીપેતો" (ટાઢ પડેછે.) |
| સિયો | (ના. પુ.) | સીસું. |
| સિકણ | (ના. પુ.) | ભભૂક્ષત, ભીખારી (બીજાની પાસે જણુમ દેખી ખાવાની લાલચ કરનાર) |
| સીચેંણી | (ના. સ્ત્રી.) | હાયલો. શીરો ઘસવાનો લાકડાનો તાપીયો. |
| સિંધર | (ના. પુ.) | સીન્દૂર. |
| સિયો | (વિ) | ટાઢો. (જેમકે સીયોતાવ" ટાઢીઓ તાવ) |
| સિયા | (ના. પુ.) | વેવાઇ વેહેવાણ. સિયા સાગવા-સગા સામવા. |
| સિટ | (ના. સ્ત્રી) | સીસોટી. મોઢેથી વગાડવી તે. |
| સિર્યું | (ના. સ્ત્રી) | પેંથી અથવા લટ. (માથાના વાળની લટ.) |
| સિરા | (ના. પુ.) | શીળી (બળીયા) શૈશિતળા. |
| સિરાણ | (ના. પુ.) | સવારનું જમણ. સિરામણ. |
| સુઇ | (ના સ્ત્રી.) | સોય. સુઇ સોયો. |

---

વિધિ વર્તમાનકાળમાં ઘણું કરીને શબ્દના રૂપને "ણ" લાગેછે. "જેમકે વજણ (જવા) ખિણ (ખાવા) પીંજણ (પીંજવવા) અવણ (આવવા)" વગેરે.

| | | |
|---|---|---|
| સૂકડ | (ના. સ્ત્રી.) | સુકવણી. |
| સૂખા | (ના. સ્ત્રી.) | માનતા. |
| સૂઈ | (ના. પૂ.) | દરજી. (એને કોઇ "સુઈ" પણ કહેછે.) સુઈણ દરજણ. |
| સૂગાણો | (ના. પૂ.) | સૂગ આવે એવો. અથવા ગંધારો. સુગાણી–ગંધારી. |
| સૂમ | (ક્રિ.) | સુઇજા. સુમાં–સુઇજાઉં. સુમાતો, સુમાતી. સુઇ જાઉંછું. સુમો–સુઇ જાઓ. સુમઇ–સુઇ ગઈ. સુમને? સુઇ જાઇશ. સુમ્યો–ઉંઘી ગયો. |
| સૂણાઇ | (ના. સ્ત્રી.) | સરણાઇ. |
| સૂતેણી | (ના. સ્ત્રી.) | સુતળી. શણની દોરી. |
| સૂતરાડ | (ના. પૂ.) | સુતાર. |
| સૂથણુ | (ના. પૂ.) | ચોરણો. સુથણી–ચોરણી. |
| સૂજણું | (ક્રિ.) | ઓળખું. સૂજણુંતો સુજણુતી–ઓળખુંછું તું સુજણુને? તું ઓળખીશ. સુજણી–ઓળખી. સુજણો–ઓળખો. ૪૦ |
| સૂપ્પ | (ના. પૂ.) | સુપડું. સુપડા (આ શબ્દ બહુવચનમા પણ એમજ બોલાય છે). |
| સૂન્ય | (ના. પૂ.) | ઉજડ. સુની–વસ્તી વગરની. |
| સૂરેતેલ | (ના. પૂ.) | ધૂપેલ તેલ. |
| સૂરાણ | (ના. પૂ.) | સુગંધદાર પદાર્થ. (લોબાન કપૂરકાચલી વગેરે) ધૂપેલ તેલ કરવા સારૂ સુગંધદાર પદાર્થ જોઇતા હોય તો ફક્ત "સુરાણ" આપ એમ કહેવાયછે. |
| સૂરૈયો | (ના. પૂ.) | અત્તર વગેરે સુગંધદાર પદાર્થ વેચનાર. |
| સુરંગલી | (ના. સ્ત્રી.) | સુઘરી. (લટકતો માળો બાંધનાર પક્ષી). |
| સૂવો | (ના. પૂ.) | સુયો. કંતાનનાં લુગડાં શીવવાની જાડી સોય. |
| સે | (અ.) | તે. સેં–પાંચમી વિભક્તિને બદલે બોલાય છે. જેમ ભધકસેં–ચંબુથી. |
| સેંભ | (વિ.) | પાશરો–પાંશરી. |
| સેંથો | (ના. પૂ.) | સળેંથો. સેંથી–સળેંથી. (કાંટા ઉપાડવાની બે પાંખડાંવાળી લાકડી.) |

સેસો (ના. પુ.) રેબો, અથવા ટાંકો સેસા–રેબા અથવા ટાંકા લુગડું ફાટવાથી દોરેથી ટાંકા દેવા તે.

સેરો અથવા સરો (ના. પુ.) ડુંડું. સેરા–ડુંડાં "તલસરા" કહેવાયછે એટલે તેનો અર્થ પણ આને મળતો આવેછે. જેમકે તલના "સેરા"

સેરાંધ (ના. પુ.) ઓશીકું. માથા નીચે રાખવાનો તકીઓ.

સેવાલા (ના. પુ.) સાએલાં (વરઘોડામાં નાનાં છોકરાને શણગારી ઘોડા ઉપર બેસારવામાં આવેછે તે.)

સેલી (ના. સ્રી) તાબુતમાં મુસલમાન ડોકમાં નાડાં નાંખેછે તે.

સેલોર (ના. સ્રી.) વાવ. સેલોરવાવ પગથીયાંવાળો કૂવો.

સેવ (ના. સ્રી.) શુન્ય. મીંડુ [જેમકે દસની "સેવ"]

સેહુલો (વિ. પુ.) પહોળો, સેહુલી—પહોળી.

સો (ના. પુ.) સસલો. (એને સોઓ પણ કહેછે.) આવાં નારીજાતિમાં બોલતા નથી એટલે તેને પણ "સો" કહેછે.

સોં (ના. પુ.) સોંગન, સમ, કસમ.

સોખો (વિ. પુ.) સુલભ. (નારિજાતિમાં "સોખી")

સોઓ (ક્રિ.) સમોકર અથવા સોતું જેમ બાજરો સોએ સમો કરો.

સોંખીઓ (વિ. પુ.) કૃપણ. (નારીજાતિમાં "સોંખઇ")

સોંજ (ના. પુ.) ત્રેવડ, સગવડ.

સોંજો (વિ. પુ.) સમો, દુરસ્ત. સોંજી–સમી. સોંજાવ્યાં, સમા કર્યા.

સોડ (ના. સ્રી.) સંકડાશ.

સોડાયો (ક્રિ.) દબાણો, સંકડાણો, સોડાવ્યો. દબાવ્યો, સંક્રમણમાં લીધો.

સોડો (વિ. પુ.) સાંકડો. સોડી સાંકડી.

સોટ (ના. સ્રી.) પડખું. સોટે—પડખે, બાજુએ.

સોણ્યો અથવા સુણો (ક્રિ.) સણ્યો, સાંભળ્યો. સુણ, સાંભળી–સુણી સુમાં સાંભળ્યું. સુઆતો, સુઆંતી સાંભળુંછું.

| | | |
|---|---|---|
| સોરો | (ના. પુ) | સાસરો (એકવચનમા બોલાતુ નથી.) |
| સંધર | (ના. સ્રી) | માકળ સધર સાકળો. |
| સંચાર | (ના. સ્રી.) | નિજયા ચાળવા. સચારે–નજિયા ચાળે. સં-ચારૂં–ચાળું. |
| સંચારો | (ના. પુ), | નજિયા ચાળનારો. |
| સંજુ | (ના સ્રી.) | દિવો |
| સંડુ | (ના. પુ) | સાઢુ સાળીનો વર |
| સંભાઇ | (ના સ્રી.) | તૈયારી |



## હ

| | | |
|---|---|---|
| હઇધર | (ના સ્રી) | હળદર |
| હટ્ટ | [ના પુ] | હાટ |
| હડા | (ના. સ્રી) | લીખો. જૂના ઇડા. |
| હડો | (ના. પુ) | હાડકું હડા–હાડકા |
| હણ | (ક્રિ) | મારે. હણેતો, હણેતી–મારેછે. હણા–મારૂં હું હણને? હુ મારીશ. આઉ હણુ ધોસ–હું મારીશ હણો–મારો. હણઇ–મારી. હણ્યો–માર્યો. |
| હણોહણ | (અ) | ઉતાવળ, તાકીદ |
| હત્ત | (ક્રિ) | હડય |
| હથ્થ | (ના. પુ) | હાથ |
| હધો | (ના પુ) | લૂમ. (કેળાના ફળની લુમ હોય તેને "હધો" કહેછે.) |
| હયો | (ક્રિ) | માર્યો. હઇ–મારી. હયા–માર્યા. (હણ્યો હણી વગેરેને ઉતાવળથી બોલતા ઉપર પ્ર-માણે અધુરૂ બોલી જાયછે) |
| હઉં | (અ) | બસ (એને "હૈયો" પણ કહેછે ) |
| હંદે | (અ) | હમેશ હમેશા. |

હરે (અ) હળવે.
હલાખ (અ) હેરાન.
હલબો (ક્રિ.) ચાલશું.
હલ [ક્રિ.] હોટય. અથવા ચાલ્ય. હલા–ચાલુ. હલાંતો, હલાંતી–ચાલુંછું. (નારીજાતિમાં હલઇ) તું હલને? તું ચાલીશ. આંઉ હલઘોસ–હું ચાલીશ. હલ્યો–ચાલો. (બહુવચનમાં હલ્યા) હલ્યો–ચાલ.

હલાબો (ક્રિ.) મોકલશું.
હલાયો (ક્રિ.) મોકલ્યો. હલાઇ–મોકલી. હલાયા–મોકલ્યું. હલાયાંતો, હલાયાંતી–મોકલુંછું.

હવાનો (ના. પુ.) અજવાઇ. હવાના અજવાઇની વાતો.
હાકલ (ના. સ્ત્રી.) સાદ.
હાકલ્ય (ક્રિ.) હાંકય. હાકલો–હાકો. હાકલી–હાંકી હાકલ્યો–હાંકયો. હાકલીયાં–હાકુ. હાકલીયાંતો, હાકલીયાંતી–હાંકુ છું.

હાંજ (ના. સ્ત્રી) કામ.
હાંણે [અ.] હવે.
હાબડ (વિ. અ) અડબાઉ, અણુવાનેલ. [આ શબ્દ ગાળરૂપ છે. એટલે એવે પ્રસગે બોલાય છે. જેમ ફલાણો "હાબડ" આય એટલે પોતાનો બાપના પેટનો નથી. બીજાંના પેટનો છે]

હાર્ય (ક્રિ) ઢોળ્ય અથવા વેર્ય. હારિયા–ઢોળુ અથવા વેરૂં. હારિયાંતો–હારીયાંતી–ઢોળુંછું–અથવા વેરૂંછું. હારે ઢોળી અથવા વેરી. હાર્યો–ઢોળ્યો અથવા વેર્યો. તું હારને? તું ઢોળીશ આંઉ હારઘોસ–હું ઢોળીશ. અથવા વેરીશ.

હારી (ના. પુ.) સાથી,(ખેડુ લોકો વરસોદ ઠરાવી માણસ રાખે તેને "હારી" કહેછે.)

| | | |
|---|---|---|
| હાંસલી | (ના સ્રી.) | હાંસડી છોકરાં કોટમાં પહેરેછે તે કોઇને રૂપાની હાંસડી હોયછે અને તાલેવરને સોનાની હોયછે. |
| હીકડો | (વિ.) | એક. |
| હિત્તા | (અ) | આંહી. હિત્તાનું આંહિથી. "નું" પાંચમીનો પ્રત્યય છે.) |
| હિન્યાંમોર | [અ] | અત્યારમાં. આથીમોર. |
| હિન્યાં | [અ.] | હજી. [એને "અન્યાં" પણ કહેછે] |
| હિ અથવા હિયુ | [સ] | આ, એ. હીનતું-એથી. હીનમેં-એમાં. |
| હિંય | [અ.] | એમ અથવા આમ. |
| હીંસ | [ના. પુ.] | ચાંચવો અથવા ત્રીકમ. (એને "હીસસો" પણ કહેછે.) |
| હું | [સ] | તે. |
| હુંઇ | [વિ] | અમથાં. અમથી, અમથું વગેરે (ખાલી.) |
| હુડાં | [અ.] | પણે. |
| હુંદો | [ક્રિ] | હગે. [નારીજાતિમાં "હુદી"] |
| હુન | [વિ.] | ઓલ્યો, પેલો. પેલી. |
| હુલામણો | [ના. પુ] | હાલરડું. હુલામણા-હાલરડાં. [નાના છોકરાંને સુવારતી વખતે બાઇડીઓ ગાયછે તે.] |
| હુવો | [ક્રિ] | હતો. હુવા-હતા. હુઇ-હતી. |
| હુસકારતો | [ક્રિ] | બસાવતો. હુસકાર-બસાવ. હુસકારીયાં-બસાડ્યું. હુસકારો-બસાવો. |
| હુજત | [ના. પુ] | મમત. |
| હેંસુધે | [અ.] | અહિં સુધી. |
| હેકાર | [વિ.] | એકવાર. |
| હેન્ડીયા | [ના. પુ] | એરંડીયા. |
| હેંન્ડીઓ | [ના. પુ.] | એરંડીયું તેલ. |
| હેડિયાં | [વિ] | અહિંયા. હેડાં આંહી. |
| હેણ | [ના. પુ] | હરણ [માદાને પણ "હેણ" કહેછે.] |
| હેતરો | [વિ.] | એટલો હેતરી-એટલી. |

| | | |
|---|---|---|
| હેન્ડ | [ના. પૂ.] | એરંડો. જેને એરડી થાયછે તેનું ઝાડ. |
| હેવર | [અ.] | હમણાં. [એને "હેર" પણ કહેછે.] |
| હોડછી | [ના. સ્ત્રી.] | ધક્કો. ધમકી દઇને કહેવું (બહુવચનમાં હોડછીયુ.) |
| હોડો | [વિ. પૂ.] | આવો. હોડી–આવી. |
| હૈયા | [અ.] | જલદી, તરત. |
| હૈયો | (અ.) | બસ. |
| હુંજ | (ના. ઓ.) | આગવણુ. (ચૂલાની આગળ ફરતી પાળ કરીને રાખ કાઢવાની [illegible]ા કરી રાખેલી હોય તે.) |
| હુંજા | (અ.) | હજી. |
| હુંદાજ | (ના. પૂ.) | અંદાજ, આશરો, સુમાર. |
| હુંધ | (ના. પૂ.) | માર્ગ. |



# કચ્છી શબ્દો સંબંધી.

## વ્યાકરણનું ટાંચણ.

કચ્છી ભાષામાં મૂળાક્ષર તથા બારાક્ષરી ગૂજરાતી ભાષાના નિયમ પ્રમાણે લખાય છે પણ બોલીમાં ભિન્નતા ઘણી માલૂમ પડેછે. માટે તેની સમજ પડવા નીચે પ્રમાણે થોડુંક વિવેચન કરવામાં આવેછે.

સ્વર ૧૨ તથા વ્યંજન ૩૪ છે. પણ ગૂજરાતીમાં "ળ" અક્ષર બોલાય છે. તેનો ઉચ્ચાર કચ્છીમાં "ર, ડ" ના ઉચ્ચાર પ્રમાણે બોલેછે. જેમ "કાગળ તેને કાગર, ખાળ તેને ખાર, ગોળ તેને ગુડ ને મેળ તેને મેડ." વગેરે. તેમજ ગૂજરાતીમાં કેટલાક શબ્દને છેડે "ચ" આવેછે તેનો ઉચ્ચાર "જ" કરીને બોલેછે. જેમ "કુંચી તેને કુન્જી, માંચી તેને મંજી" વગેરે. વળી કેટલેક ઠેકાણે બાધે "બ" આવે એવા શબ્દોનો ઉચ્ચાર "ભ" કરીને બોલેછે. જેમકે બાગ તેને ભાગ, બાજ તેને ભાજ, બહાદૂર તેને ભહાદૂર ને બદક તેને ભધક." વગેરે. એ સિવાય "દ"નો ઉચ્ચાર "ડ" કરીને બોલેછે જેમ "દ તેને ડ, દાંત તેને ડંધ, દેરૂં તેને ડેવરો, અને દિવસ તેને ડી" વગેરે.

કચ્છી ભાષામાં શબ્દના ગૂજરાતી નિયમ પ્રમાણે પાંચ વર્ગ પાડી શકાયછે. તેનાં નામ. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય.

### નામ.

નામ એટલે પદાર્થ, પ્રાણી, વનસ્પતિ, ગામ, જમીનના ભાગ, કુદરતી અને મનુષ્ય હસ્ત કૃત્ય ચીજોનાં નામ, તથા કેટલીક નહિ દેખાતી ચીજોનાં, ને અસ્તિત્વપણા વિષે સંજ્ઞા જાણવામાં આવેછે તેવાં નામ

**પદાર્થનાં નામ**—ગુડ (ગોળ) ઘી, ખન, (ખાંડ) સક્કર, ખીર, (દૂધ) છાય, (છાશ) મખ્ખણ, ડહીં, મંજી, (માચી) મોરી, (સાંબેલું) ઉખરી, (ખાંડણી) બોગરી, (સાવરણી) ગંધી, (પછેડી) કપ્પડ વગેરે.

**રંગનાં નામ**—રતાસ, પીરાસ, કારાસ, વગેરે.

**પ્રાણીનાં નામ**—માડૂ, (માણસ) ગૌં, (ગાય) મે, (ભેંસ) ઉઠ, (ઊંટ) ઘોડો, કૂત્તો, મેનું, (બિલાડુ) પારેલો, (કબૂતર) ઝીરકલી, (ચકલી) તીતર,

બાજ, (બાજ) સેણુ, (સમળી) ગડર (એળ) સપ, (સાપ) કોરીવારો [કરોળિયો] વગેરે.

**વનસ્પતિનાં નામ**—નિમ, [લીમડો] પિપર, [પીપળો] વડ, બેર [બોરડી] આમરી, [આમલી] બેર, ગુંધી [ગુંદો] લિયાર [ગુંદી] આમે [આંબો] વગેરે.

**કુદ્રતી ચીજોનાં નામ**—મીં (વરસાદ) પાણી, ટાંઢો, [દેવતા]પવન, સજ, [સૂરજ] ચંદ્ર, વડર, [વાદળ] છાંઇ, [છાંયો] વિજ, [વિજળી] ગજણ, (ગર્જના) તપ, (તાપ) શી, [ટાઢ] ઘેરાણુ, [ગ્રહણ] વગેરે.

**ધાન્યનાં નામ**—ઘેઉં, બાજર, મુંગ, ઉડદ, તર, [તલ] કોધડ, (મઠ) જૂવાર, પૂછર, નાંગલી, ચીણો, રત્તડ વગેરે.

**ફળનાં નામ**—નાઇયર, [નાળીએર] ખારક, કેડાફરઇ, [કેળાં] જાંબુ બધામુ, ક્રાખુ, પિપ્પુ [પીંપડી] આમરી, બેર, [બોર] કાટથિભડ, [પીપૈયાં] ગજ્જર, મૂરી [મુળા] કારીંગા, પિત્રકારા, સાકરકોળું લીમા [લીંબુ] મેરચી વગેરે.

### સર્વનામ.

જે શબ્દ નામને ઠેકાણે બોલાયછે તેને સર્વનામ કહેછે જેમકે આંઉં અચેવારો હુઓસ" [હું આવવાવાળો હતો.] આંઇ પીંઢ આયા" [તમે પોતે આવ્યા] "આં આગીયા મુંગાલ કેઇ" (તમારી આગળ મેં વાત કરી) "પોય પાણ કે સોંજ થીંધી" [પછી આપણને ત્રેવડ થાશે] ઉપલા વાક્યોમાં મોટા અક્ષરે શબ્દો લખેલા છે તે નામને ઠેકાણે બોલાય છે. માટે તેને સર્વનામ જાણવા.

### વિશેષણ.

બીજા શબ્દનો ગુણુ, રૂપ, રંગ, સ્વાદ, વાસ તથા સંખ્યા બતાવે છે તેને વિશેષણ કહેછે. જેમ હાવ, (કાલો) ચર્યો. [ગાંડો] લજણું, [લાજવાળો] સુન્યો, [ભાન વગરનો] ધગાખોર, ભૂછડો, બૂંડો વેસધ, (શુધ વગરનો) મચ્ચો, ખોટો વગેરે.

**રૂપ બતાવેછે તે**—જેમ મધરો, [ઠીંગણો] ધીરગો, [ઉંચો] બીસ્લો, વડો, [મોટો] વેયો, [વાંકો] પેરો, [પહોળો] લંમું [લાંબો] ગોર, [ગોળ.] બરોબર, [બરોબર.]

**રંગ બતાવેછે તે**—જેમ રત્તો, ધોરો, કારો, નીરો, [લીલો] પીરો, અચ્છો [ધોળો] કેસરીઓ, સાઓ [કાળો] વગેરે.

**સ્વાદ બતાવેછે તે**—જેમ ગોઠો, તુરો, ખારો, ગોરો, તીખો, વગેરે.

**વાસ બતાવેછે તે**—જેમ છટ, [ગંધ] સુગંધ વગેરે.

**સંખ્યા બતાવેછે તે**—જેમ હેક્કો, [એક] બ, [બે] ત્રે, [ત્રણ] ચઈ, [ચાર] પંજ, [પાંચ] છ, સત્ત, અઠ્ઠ, [આઠ] નોં, [નવ] ડો. [દસ] વગેરે.

**ક્રમ બતાવેછે તે**—જેમ પેલો, બ્યો [બીજો] ત્યો, [ત્રીજો] ચોથોં, પંચઊં, (પાંચમો) છઠો, સત્તોં, (સાતમો) અઠોં, (આઠમો) નોંઊં, (નવમો) ડોંઊં, (દસમો.)

એ સિવાય ગૂજરાતીમાં આ, એ, પેલો, ફલાણો વિશેષણમાં ગણાયછે. અને કચ્છીમાં હી, હે, હીય, ફલાંણો એમ બોલાય છે. તે, શબ્દ જ્યાં વિશેષણમાં ગણવામાં આવેછે ત્યાં કચ્છીમાં "સે" કહેછે એ વિના ઘણા શબ્દો વિશેષણમાં ઉલટ પાલટ બોલાયછે. પણ તેનું સવિસ્તર વર્ણન કરતાં પૂસ્તકનું કદ વધી જાય માટે ટુંકામાંજ સમજાવ્યું છે.

### ક્રિયાપદ.

વેંઝાંતો, (નહાઉછું) હલને, (ચાલીશ) વેંઝ, (નહા) હલાં, (ચાલું) અચંધોસ, (આવીશ) વગેરે શબ્દો ક્રિયાપદ છે. એનાં રૂપ ઘણાંછે તે વિસ્તારીને સમજાવતાં લંબાણ વધારે થાય, માટે જરૂર જેટલુંજ વિવેચન કર્યું છે.

હરકોઇ ક્રિયાપદની ધાતુ કે સકર્મક, અકર્મક જોવાની રીત ગુજરાતી વ્યાકરણના નિયમ પ્રમાણે છે. માટે આ ઠેકાણે તે વિષે વધારે ન લખતાં માત્ર ક્રિયાપદનાં રૂપ, અને કાળ દાખલ કરેલ છે.

• ગૂજરાતી વ્યાકરણમાં વર્તમાનકાળના ક્રિયાપદનાં રૂપની જાતિ જોવી હોય તો તેના કર્ત્તા તપાસવાની જરૂર પડેછે અને જો કર્ત્તા સર્વનામમા હોય તો જાતિ સ્પષ્ટ જણાતી નથી. જેમ "હું જાઉંછુ" "હું આવુંછું" હું ખાઉંછું" વગેરે. એમાં જાનાર, આવનાર, ને ખાનાર પૂરૂષ છે કે સ્ત્રી? તે વાકય રચના ઉપરથી કાંઇ જણાતું નથી કચ્છીમાં એમ નથી, પણ વાકય રચના ઉપરથીજ તરત જાતિ જણાઇ આવેછે. જેમ "આંઉં વન્યાતો" (હું જાઉંછું) એ નરજાતિ છે. ને "આંઉં વન્યાંતી" (હું જાઉંછું) એ નારીજાતિ છે. તેમજ "અચાંતો, ખિયાતો, વેંઝાંતો" એ નરજાતિ છે અને "અચાતી, ખિયાંતી વેંઝાતી" એ નારીજાતિ છે.

મૂળભેદમાં કાંઇ ફેરફાર પડતો નથી. એટલે ગૂજરાતી વ્યાકરણના નિયમ પ્રમાણેજ થાયછે. જેમ "ખેસ, ઉઠ, લે, (વે, ઉથ, ગિન)" વગેરેને મૂળભેદમા

ગણવામાં આવેછે. પણ શકપભેદમાં શબ્દને અંતે "ભો, ભી, અથવા ઘો, ધી," થાયછે જેમ "ડેવાભો, (દેવારો) ડેવાભી, (દેવાશે) ખાવાઘો, (ખવાશે) ખાવાધી, (ખવાશે") વગેરે.

કેટલાંક ક્રિયાપદનું રૂપ આગળ આપેલાં છે અને તેની સમજણ ગૂજરાતીમાં આપી છે તેથી સમજાશે.

### અવ્યય.

જે શબ્દને જાતિ વિભક્તિ અને વચન લાગતું નથી. એટલે 'પોતાને રૂપેજ હમેશાં રહેછે. તેને અવ્યય કહેછે. જેમકે, જે, જિયાં, મયે, હેઠ, હરે, (હળવે) વાડેવા, (વાહરેવાહ) ન, નડેન, (નારેના) ભો (હા) ભોડેભો, (હારેહા) તિડાં (ત્યાં) હુડાં, (પણ) ઉત્ત, (તેજ ઠેકાણે) કિત, (ક્યાં) જિત્ત, (જ્યાં) તિત, (ત્યાં) પોય, (પછી) હૈયા, (તરત) હાણે, (હવે) આગીયા, (આગળ) પૂઠિયા, (પાછળ) માંધ, (મોર) પોઆ (પછી) વટ, (પાસે) હડે, (હમેશાં) વગેરે

### જાતિ.

જાતિ બે છે. નરજાતિ, અને નારીજાતિ. નાન્તરજાતિના શબ્દો છે, તેને કચ્છી ભાષામાં નરજાતિમાં બોલેછે. એટલે નાન્યતરજાતિ નથી. જેમ ગડો, (ગાડું) મથો, (માથું) લાકડો, (લાકડું) વગેરે.

**નરજાતિ**—જે શબ્દ નરજાતિમાં બોલાયછે એટલે જેને કેવો લાગેછે. તે નરજાતિ. જેમકે ઊઠ, (ઊટ) મિનું, (બિલાડો) પારેલો વગેરે.

**નારીજાતિ**—એટલે જે શબ્દ નારીની પેઠે બોલાયછે એટલે જેને કડી (કેવી) લાગેછે. તે નારીજાતિ. જેમ મે, (ભેંસ) ગો, (ગાય) પીં, (બકરી) મેનાં તીતર, ગંધી, (પછેડી) કીં, (કસ અંગરખાની) લોહી,* ડહી વગેરે.

### વચન.

વચન બે છે. એકવચન તથા બહુવચન.

જે શબ્દને અંતે અકાર સ્વર હોય તેનું બહુવચન કરવું હોય તો શબ્દમાં કાંઇ ફેરફાર થતો નથી જેમ જંઘર, ઘર, નવાર (પાટી) વગેરે.

જે શબ્દને અંતે ઇકાર સ્વર હોયછે તેનું બહુવચન કરવું હોય તો "ઊ" અથવા "યુ" લાગેછે જેમ, નીંઘરી (છોડી) નીંઘરીયુ (છોડીઓ) ફરે, ફરૈયુ ગીસોડી, ગીસોડીઊ વગેરે.

---

*લોહી. ગૂજરાતીમા નાન્યતરજાતિમા ગણાયછે. પણ કચ્છીમા નારીજાતિમાં ગણાયછે જેમ "લોહી નીકડી"

જે શબ્દને અંતે "એ" સ્વર આવેછે. તેનું બહુવચન કરવું હોય તો ઇ, અથવા ઊ થાયછે જેમ, મે (ભેંસ) મેઇઊં [ભે સો] વગેરે.

જે શબ્દને છેડે "ઓ" સ્વર હોયછે તેનું બહુવચન કરવું હોય તો "આ" થાયછે. જેમ, ગરો, ગડા. આમો, આમાં. નરિયો, નરિયા. વગેરે.

જે શબ્દને છેડે "ઓ" હોયછે તેનું બહુવચન કરવું હોય તો "ઇઉ" થાયછે. જેમ ગોં (ગાય) ગોંઇઉં. પોં (બકરી) પોંઇઊં. વગેરે.

## વિભક્તિ.

વિભક્તિ સાત છે. પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, અને સાતમી.

પહેલીનો પ્રત્યય કાંઇ નથી.
બીજીનો પ્રત્યય "કે"
ત્રીજીનો પ્રત્યય "એ" (વખતે પ્રથમ રૂપે રહેછે.)
ચોથીનો પ્રત્યય "લાય"
પાચમીનો પ્રત્યય "તુ" (વખતે "થી અથવા સે" પણ લાગેછે.)
છઠ્ઠીનો પ્રત્યય "જો, જી, તથા જા."
સાતમીનો પ્રત્યય "મે"

નીચેના સાત શબ્દો સર્વનામમાં ગણાયછે. જેમ, આઉં (હું) તું અથવા તો, ઊ, (તે) આંઇ (તમે) પાણ, (આપણ) પાંઢ, (પોતે) કેર, (કોણ) વગેરે.

### પહેલો પૂરૂષ સર્વનામ "આંઊં" (હું)

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | આંઊં | (હું) | એનુ બહુવચન. | અસીં (અમે) |
| ૨. | મૂકે. | (મને) | ,, | અસાકે (અમને) |
| ૩. | મું. | (મે) | ,, | અસીં. (અમે) |
| ૪. | મુંલાય. | (મારે માટે) | ,, | અસાલાય. (અમારે માટે) |
| ૫. | મુંતું | (હુથી) | ,, | અસાતું. (અમારાથી) |
| ૬. | મુંજો, મુંજી, મુંજા | (મારો, મારી, મારા) | | અસાંજો, અસાંજી, અસાંજા (અમારો, અમારી, અમારા) |
| ૭. | મું મેં. | (મારામા) | ,, | અસામે. (અમારામા) |

## બીજો પુરૂષ "તુ" અથવા "તા"

| | | | |
|---|---|---|---|
| ૧ | તું એનું | બહુવચન. | આંઇ (તમે) |
| ૨ | તોકે (તને). | ,, | આંકે (તમને) |
| ૩ | તો | ,, | આંઇ (તમે) |
| ૪ | તોલાય (તારેમાટે) | ,, | આંલાય (તમારે માટે) |
| ૫ | તોનું (તારાથી) | ,, | આંનું (તમારાથી) |
| ૬ | તોજ્યો, તોજી (તારો, તારી) | | આંજ્યો, આંજી (તમારો, તમારી) |
| ૭ | તોમેં (તારામાં) | | આંમે (તમારામાં) |

## ત્રીજો પૂરૂષ "ઊ" (તે)

| | | | |
|---|---|---|---|
| ૧ | ઊ. એનું | બહુવચન. | ઊ. (તે) |
| ૨ | ઉનકે (તેને) | ,, | ઉનીકે. (તેઓને) |
| ૩ | ઊન (તે) | ,, | ઉની. (તેણે) |
| ૪ | ઉનલાય (તેનેમાટે) | ,, | ઊનીલાય (તેઓને માટે) |
| ૫ | ઊનનું (તેથી) | ,, | ઊનીનું (તેઓથી) |
| ૬. | ઉનજ્યો, ઉનજી (તેનો, તેની) | | ઉનીજ્યો, ઉનીજી. (તેઓનો, તેઓની |
| ૭ | ઉનમેં. (તેમાં) | ,, | ઉનીમેં. (તેઓમાં) |

## "પાણુ" (આપણનાં રૂપ)

| | |
|---|---|
| પહેલી. | પાણુ (આપણુ) |
| બીજી. | પાણુકે (આપણુને) |
| ત્રીજી. | પાણુ, પાણે. (આપણુને) |
| ચોથી. | પાણુલાય. (આપણે માટે) |
| પાંચમી. | પાણુનું (આપણુથી) |
| છઠી. | પાંજો, પાજ્યા, પાજી. (આપણો, આપણા, આપણી.) |
| સાતમી. | પામે. (આપણુમાં) |

## "પિંઢ" [પોતેનાંરૂપ]

| | |
|---|---|
| પહેલી. | પિંઢ (પોતે) |
| બીજી. | પિંઢકે (પોતાને) |
| ત્રીજી. | પિઢે અથવા પિનૈ (પોતે) |

ચોથી પિઢ લાયજા (પોતાને માટે સારૂ)
પાચમી. પિઢનુ અથવા પિઢથી (પોતાથી)
છઠી પિઢજો, પિઢજી, પિઢજા (પોતાનો, પોતાની, પોતાના)
સાતમી પિઢમે (પોતામા)

"કેર" (કોણનાં રૂપ.)

પહેલી કેર (કોણ)
બીજી કેકે (કોણને)
ત્રીજી કે (કોણે)
ચોથી કે લાય (કોને માટે)
પાચમી કેતું (કોણથી)
છઠી કેજ્યો, કેજી, કેજ્યા (કોનો, કોની, કોના)
સાતમી કેમે (કોણમા)

આ એ, ફલાણો, કિયો, શો, શી, શુ એ શબ્દોને ઠેકાણે કચ્છીમા નીચે પ્રમાણે શબ્દો બોલાય છે (હિ, ડુ, ઉ, ક્યો, ડરો-વગેરે)

## નામનાં રૂપ.

નરજાતિનો દાખનો જેને છેડે "ઓ" હોયછે જેમ ઘોડો.

| | | |
|---|---|---|
| ૧ ઘોડો એતું | બહુવચન | ઘોડા |
| ૨ ઘોડેકે (ઘોડાને) | , | ઘોડેકે (ઘોડાઓને) |
| ૩ ઘોડે (ઘોડાએ) | ,, | ઘોડે (ઘોડાઓએ) |
| ૪ ઘોડેનાય (ઘોડાને માટે) | ,, | ઘોડેલાય (ઘોડાઓને માટે) |
| ૫ ઘોડેનુ (ઘોડાથી) | , | ઘોડેનુ (ઘોડાઓથી) |
| ૬ ઘોડેજો, ઘોડેજી, ઘોડેજા | ,, | ઘોડેજો, ઘોડેજી, ઘોડેજા |
| ૭ ઘોડેમે (ઘોડામા) | ,, | ઘોડેમે (ઘોડાઓમા) |

નારીજાતિનો દાખલો જેને છેડે "ઇ" હોયછે જેમ

## નિંઘરી (છોકરી.)

| | | |
|---|---|---|
| ૧ નિધરી (છોકરી) એનુ | બહુવચન | નિધરીઊ (છોકરીઓ) |
| ૨ નિધરી કે (છોકરીને) | ,, | નિધરીએકે (છોકરીઓને) |
| ૩ નિધરીએ (છોકરીએ) | ,, | નિધરીઊએ (છોકરીઓએ) |

| | | |
|---|---|---|
| ૪ નિંધરીલાય (છોકરીને માટે) | ,, | નિંધઉલાય (છોકરીઓને માટે.) |
| ૫ નિંધરીનું (છોકરીથી) | ,, | નિંધરીઉનું (છોકરીઓથી.) |
| ૬ નિંધરીજો, જી, જા (છોકરીનો, ના, ની,) | | નિંધરીઉંજો, જી, જા, (છોકરીઓનો, ની, ના.) |
| ૭ નિંધરીમેં (છોકરીમાં) | ,, | નિંધરીઉંમેં (છોકરીઓમાં.) |

**નરજાતિનો દાખલો જેને છેડે "ઉ" હોયછે જેમ માડુ (માંણુસ)**

| | | |
|---|---|---|
| ૧ માડુ એનું | બહુવચન. | માડુ (માણુસ.) |
| ૨ માડુકે (માણુસને) | ,, | માડુએંકે (માણુસોને.) |
| ૩ માડુ (માણુસેં) | ,, | માડુએં (માણુસોએ.) |
| ૪ માડુલાય (માણુસને માટે) | ,, | માડુએલાય (માણુસોને માટે.) |
| ૫ માડુનું (માણુસથી) | ,, | માડુએંનું (માણુસોથી.) |
| ૬ માડુજો, જી, જા, (માણુસનો, ની, ના.) | | માડુએંજો, જી, જા. (માણુસોનો, ની, ના.) |
| ૭ માડુમેં (માણુસમા) | ,, | માડુએંમેં (માણુસોમાં) |

**નારીજાતિનો દાખલો જેને છેડે "એ" હોયછે જેમ "મે" [ભેંસ]**

| | | |
|---|---|---|
| ૧ મે (ભેંસ) એનું | બહુવચન. | મેઇઉ (ભેંસો) |
| ૨ મેકે (ભેંસને) | ,, | મેઇએંકે (ભેંસોને.) |
| ૩ મે (ભેંસે) | ,, | મેઇએ (ભેંસોએ.) |
| ૪ મે લાય (ભેંસને માટે) | ,, | મેઇએં (ભેંસોને માટે. |
| ૫ મેનું (ભેંસથી) | ,, | મેઇએનું (ભેંસોથી. |
| ૬ મેજો, જી, જા. (ભેંસનો, ની, ના) | | મેઇજો, જી, જા. (ભેંસોનો, ની, ના.) |
| ૭ મેમેં (ભેંસમા) | ,, | મેઇએંમેં (ભેંસોમાં.) |

## ક્રિયાપદનાં રૂપ.

કર ધાતુ મૂળભેદ અને સકર્મકક્રિયાપદ [વર્તમાનકાળ.]

| | | | |
|---|---|---|---|
| પે. | પૂ. આઊં કરિયાંતો એનું બહુવચન. | | અસિં કરિયોંતા. |
| બી. | તું. તું કરિયે તો | ,, | આંઇ કર્યોંતા. |
| ત્રી. | પૂ. ઊ. કરે તો. | ,, | ઇ કરીએંતા |

## ગૂજરાતીમાં.

[હું કરૂંછું. અમે કરીએ છીએ.]
[તું કરેછે. તમે કરોછો.]
[તે કરેછે. તેઓ કરેછે.]

## ઉપરના ક્રિયાપદનાં નારીજાતિનાં રૂપ.

| | | | | |
|---|---|---|---|---|
| પે. | પૂ. આંઊં કરિયાંતી | બહુવચન. | અસિં કરીઉત્યું. |
| બી. | પૂ. તું કરીએંતી | ,, | આંઇ કર્યોત્યુ. |
| ત્રી. | પૂ. ઉ કરેતી | ,, | ઇ કરીએત્યુ. |

## અનિયમિત વર્તમાનકાળ નર તથા નારીજાતિ.

| | | | |
|---|---|---|---|
| પે. | પૂ. આંઊં કરિયાં | બહુવચન. | અસિં કરીઘુ. |
| બી. | પૂ. તું કર. | ,, | આંઇ કર્યો. |
| ત્રી. | પૂ. ઉ કરે. | ,, | ઇ કરીં. |

## ગૂજરાતીમાં.

| | | | |
|---|---|---|---|
| પે. | પૂ. હું કરૂં | ,, | અમે કરીએ. |
| બી. | પૂ. તું કર | ,, | તમે કરો. |
| ત્રી. | પૂ. તે કરે | ,, | તેઓ કરે. |

## વિધિ વર્તમાનકાળ.

| એકવચન. | બહુવચન. | | ગૂજરાતી. |
|---|---|---|---|
| નરજાતિ કેણું. | કેણાં. | [નરજાતિ.] | કરવો કરવા. |
| નારીજાતિ-કેણી. | કેણી. | [નારીજાતિ] | કરવી કરવી. |

## (ભૂતકાળ.)

| | | | | |
|---|---|---|---|---|
| નરજાતિ. | કિયો | કિયા | [નરજાતિ] | કર્યો કર્યા. |
| નારીજાતિ. | કઇ | કેઇ | [નારીજાતિ] | કરી કરી. |

## અનિમિત ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| પે. પૂ. | મુકયો તે | અસિ કયો તે | કર્યોતો. |
| બી. પૂ. | તો કયો તે | આંઇ કયાં તે | |
| ત્રી. પૂ. | ઉ કયો તે | ઉની કયો તે | |

ગૂજરાતીમાં અનિમિત ભૂતકાળમાં "કરતો, કરતા" વગેરે થાયછે તથા સંકેત ભૂતકાળમાં "કરત" થાયછે પણ કચ્છીમાં એ બંને કાળનાં રૂપ થતાં હોય એવું લાગતું નથી. અનિમિત ભૂતકાળ ઉપર મુજબ થાયછે માટે તે પ્રમાણે દાખલ કર્યોછે.

[ભવિષ્યકાળ.]

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| પે. પૂ. આંઊ કરંધોસે | અસિં કરંધાસી | હું કરીશ. અમે કરશું. |
| બી. પૂ. તું કરને? | આંઈ કંધા. | તું કરીશ. તમે કરશો. |
| ત્રી. પૂ. ઊ કંધો. | ઉ કધા. | તે કરશે તેઓ કરશે. |

ઉપરના ક્રિયાપદનાંનારી જાતિનાં રૂપ.

| | | |
|---|---|---|
| પે. પૂ. આંઊ કંધી | અસિ કંધીયુંસ્યું. | ,, |
| બી. પૂ. તું કરનીએં | આંઇ કરનીયું | ,, |
| ત્રી. પૂ. ઊ કંધી | ઇકરનિયુ | ,, |

(અનિયમિત વર્તમાનકાળ નર તથા નારીજાતિ.)

| એકવચન | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| પે. પૂ. આંઉ કરીયાં | આસિં કરીયું. | હું કરૂં અમે કરીયે. |
| બી. પૂ. તું કર. | આંઇ કર્યો. | તું કર તમે કરો. |
| ત્રી. પૂ. ઉ કરે. | ઇ કરીં. | તે કરે તેઓ કરે. |

(વિધિ વર્તમાનકાળ.)

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| નરજાતિ કેણું. | કેણાં. | નરજાતિ કરવો કરવા. |
| નારીજાતિ કેણી | કેણી. | નારીજાતિ કરવી કરવી. |

ભૂતકાળ.

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| નરજાતિ કયો. | કયા. | નરજાતિ કર્યો કર્યા. |
| નારીજાતિ કઇ. | કઇ. | નારીજાતિ કરી કરી. |

(અનિયમિત ભૂતકાળ.)

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| પે. પૂ. મૂ કયો તે. | અસિં કયો તે. | કર્યો તો. |
| બી. પૂ. તો કયો તે. | આંઇ કયા તે. | ,, |
| ત્રી. પૂ. ઉ કયો તે. | ઉની કયો તે. | ,, |

ગૂજરાતીમાં અનિયમિત ભૂતકાળમાં "કરતા, કરતો" વગેરે થાયછે. તથા સંકેત ભૂતકાળમાં "કરત" થાયછે. પણ કચ્છીમાં એ બંને કાળનાં રૂપ થતાં હોય એવું લાગતું નથી. અનિયમિત ભૂતકાળ ઉપર મુજબ થાયછે માટે તે પ્રમાણે દાખલ કર્યો છે.

### (ભવિષ્યકાળ)

| | એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|---|
| પે. પૂ. | આઉં કરંધોસેં | અસિં કરંધાસી. | હું કરીશ અમે કરશું. |
| બી. પૂ. | તું કરને. | આંઇ કંધા. | તુ કરીશ તમે કરશો. |
| ત્રી. પૂ. | ઉ કંધો. | ઉ કંધા. | તે કરશે તેઓ કરશે. |

### ઉપરના ક્રિયાપદનાં નારીજાતિનાં રૂપ.

| | | | |
|---|---|---|---|
| પે. પૂ. | આઉં કંધી. | અસિં કંધીયુસ્યું. | હું કરીશ અમે કરશું. |
| બી. પૂ. | તું કરનીએ. | આંઈ કરનીયું. | તું કરીશ તમે કરશો. |
| ત્રી. પૂ. | ઊ કંધી. | ઈ કરનીયું. | તે કરશે તેઓ કરશે. |

## અચ (આવ) ધાતુ મૂળભેદ અને અકર્મક ક્રિયાપદ.

### (વર્તમાનકાળ.)

| | એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|---|
| પે. પૂ. | આંઉ અચાંતો. | અસીં અચોંતા. | હું આવુંછુ અમે આવીએ છીએ. |
| બી. પૂ. | તું અચેતો. | આંઇ અચોંતા. | તું આવેછે તમે આવોછો. |
| ત્રી. પૂ. | ઉ અચેતો. | ઈ અચેંતા. | તે આવેછે તેઓ આવેછે. |

### ઉપરના કાળનું નારીજાતિમાં રૂપ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પે. પૂ. | આંઉ અચાંતી. | અસિ અચોંતયું. |
| બી. પૂ. | તું અચેતી. | આંઇ અચોંતયું. |
| ત્રી. પૂ. | ઉ અચેતી. | ઈ અચોંતયું. |

### અનિયમિત વર્તમાનકાળ.

| | એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|---|
| પે. પૂ. | આંઉ અચાં. | અસીં અચોં. | હું આવું અમે આવીએ. |
| બી. પૂ. | તું અચ. | આંઇ અચો. | તું આવ તમે આવો. |
| ત્રી. પૂ. | ઉ અચે. | ઇ અચે. | તે આવે તેઓ આવે. |

## વિધિવર્તમાનકાળ.

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| નરજાતિ અચણું. | અચણાં. | આવવો આવવા. |
| નારીજાતિ અચણી. | અચણી. | આવવી આવવી. |

## ભૂતકાળ.

| એકવચન. | બહુવચન | ગૂજરાતી. |
|---|---|---|
| નરજાતિ આયો. | આયા. | આવ્યો આવ્યા. |
| નારીજાતિ આવૈ. | આવૈ. | આવી આવી. |

## અનિયમિતભૂતકાળ.

| એકવચન | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| નરજાતિ આવ્યોસ તે | આવ્યાસીં તે. | આવતો, આવતા. |
| નારીજાતિ આવઈ તે. | આવૈયુ તે. | આવતી, આવતી. |

## ભૂતવર્તમાનકાળ.

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| આંઉ આયો ઐયાં. | અસીં આયા ઐયું. | હું આવ્યોછું અમે આવ્યા છીએ. |
| તું આયો આય. | આંઇ આયા અયો. | તું આવ્યો છે તમે આવ્યા છો. |
| ઉ આયો આય. | ઇ આયા આય. | તે આવ્યોછે તેઓ આવ્ય |

## [ભવિષ્યકાળ.]

| એકવચન. | બહુવચન. | ગૂજરાતી. |
|---|---|---|
| પે. પુ. આંઉ અચ'ધોસ. | અસી અચ ધાંસી. | હુ આવીશ અમે આવશું. |
| બી. પુ. તું અચિને. | આંઇ અચ'ધા. | તું આવીશ તમે આવશો. |
| ત્રી. પુ. ઉ અચ'ધો. | ઇ અચીંધા. | તે આવશે તેઓ આવશે. |

## ઉપરના કાળનું નારીજાતીમાં રૂપ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પે. પુ. આંઉ અચ'ધીસ. | અસીં અચ ધીસુસ્યું. |
| બી. પુ. તું અચીનીએ. | આંઇ અચીન્યું. |
| ત્રી. પુ. ઉ અચીં. | ઇ અચીંધ્યું. |

આંહી એ ધાતુનાં સર્વ કાળમાં રૂપ આપેલાં છે એ ઉપરથી બીજા ક્રિયાપદોનાં રૂપ પણ સમજાશે.